# ભૂગોલવિદ્યા.

---

## મુંબઇ શેહેરનાં વર્ણન સુધાં.





---

મુંબઈ.

૨૩૬૫

# ભૂગોલ વિદ્યા.

## પ્રકરણ ૧ લું.

### પૃથ્વિનો આકાર.

આપણે સઘળાં પૃથ્વિ ઉપર વસીયે છીએ. એ પૃથ્વિ-ને લગતું જે બયાંન તેને ભૂગોલવિદ્યા કહે છે. પૃથ્વિનો આકાર ગોલ દડાના જેવો છે. તેની સાબેતીઓ આ પ્ર-માણે છેઃ—આપણે વહાણુમાં બેસીને તેની આસપાસ ફરી આવ્યે, તો જે જગાએથી આપણે નિકલ્યા હોયે તેજ જગાએ પાછા આવ્યે છીએ. ચંદ્ર ગ્રહણની વખતે પૃથ્વિનો ઓલો ચંદ્ર ઉપર પડે છે, તેનો આકાર ગોલ હોય છે. જે એક તારો ઉત્તર ધ્રુવ તરફ છે તે, જેમ આપણે ઉત્તર તરફ જયે, તેમ તેમ તે ઊંચો દેખાતો જાય છે. પૂર્વ તરફના દેશો કરતાં પશ્ચિમ તરફના દેશોમાં સૂરજ મોડો ઊગે છે. દરીઆમાંથી એક વાહાણુ ચાલી આવતું હોય, ત્યારે પેહેલો તેનો સડ દેખાય છે, અને પછે તેનું ખોખું દેખાય છે; તેમજ વહાણુ જયારે ચાલી જાય છે, ત્યારે ઘણુ દુર જવા પછે પ્રથમ તેનું ખોખું દેખાતું નથી, અને પછે તેના સડ દેખાતા નથી.

## દિશાઓ.

દિશા **ચાર** હોય છે: **પૂર્વ, પશ્ચિમ, ઉત્તર** અને **દક્ષિણ**. જે તરફ સહવારના સૂરજ ઉગે છે તેને **પૂર્વ દિશા** કહે છે. જે તરફ સાંજે સૂરજ અસ્ત પામે છે તેને **પશ્ચિમ દિશા** કહેછે. પૂર્વ દિશા તરફ મોડું કરીને ઊભા રહે. ત્યારે જમણા હાથ તરફ **દક્ષિણ દિશા**, અને ડાભા હાથ તરફ **ઉત્તર દિશા** આવે.

ચાર દીશાઓની વચે **ચાર** ખુણા હોય છે. પૂર્વ અને દક્ષિણ દિશાની વચેના ખુણાને **અગ્નિ** ખુણો કહે છે. દક્ષિ-ણ અને પશ્ચિમની વચેના ખુણાને **નૈરૂત્ય** ખુણો કહે છે. પશ્ચિમ અને ઊત્તરની વચેના ખુણાને **વાઅ્ય** ખુણો કહે છે. ઉત્તર અને પૂર્વની વચેના ખુણાને **ઈસાન** ખુણો કહેછે.

નકશામાં ઊત્તર દિશા ઊપલા ભાગ તરફ, દક્ષિણ દિશા નીચલા ભાગ તરફ, પૂર્વ દિશા જમણા હાથ તરફ અને પશ્ચિમ દિશા ડાભા હાથ તરફ હોય છે.

## પૃથ્વિની સપાટી.

પૃથ્વિની સપાટી **પાણી** અને **જમીનની** બનેલી છે. તેમાં આશરે તરણ ભાગ પાણી અને એક ભાગ જમીન છે.

## જમીનનું વર્ણન.

જમીન મટોડાંની બનેલી હોય છે. તેપર ડુંગરો તથા ઝાડો વગેરે હોય છે. તેના કેટલાક ભાગપર માણસો

શેહેરો અને ગામો કરીને વસે છે. જનાવરો જંગલોમાં વસે છે, અને કેટલાંક માણસો સાથે પણ રહે છે. જ્યાં થોડાંક માણસો આશરે દશ પંદર ઝુપડાં નાખીને વસે છે, તેને **ગામડું** કહે છે. જ્યાં તેથી થોડાંક વધારે માણસો વધારે ઝુપડાં નાખીને રહે છે, તેને **ગામ** કહે છે. ગામ કરતાં જ્યાં વધારે વસ્તી હોય તેને **કસ્બો** કહે છે. જ્યાં કસ્બા કરતાં પણ વધારે માણસની વસ્તી હોય, મોટી મોટી ઇમારતો અને તેના ઘણાક મોહોલાઓ હોય, તથા મોટાં મોટાં બજારો હોય તેને **શેહેર** કહે છે.

થોડાંક ગામ તથા ગામડાં મલીને એક **તાલુકો** થાય છે. થોડાક તાલુકા મલીને એક **જીલો** થાય છે. અને તેનું અકેકું મુખ્ય શેહેર હોય છે. એવા થોડાક જીલા મલીને એક **પ્રાંત** થાય છે. કેટલાક પ્રાંત મલીને એક **ઈલાકો** થાય છે અથવા **દેશ** થાય છે. કેટલાક દેશો મલીને એક ખંડ થાય છે. આખી પૃથ્વિ ઉપર **પાંચ** ખંડો છે: તેનાં નામ—**એશિયા**, યૂરોપ, **આફ્રિકા** **આમેરિકા**, અને **આસ્ત્રેલ્યા**. એમાંના ચાર ખંડ,—એશિયા, યૂરોપ, અમેરિકા અને આસ્ત્રેલ્યા, પૃથ્વિના અર્ધા ભાગમાં છે, અને બીજા અર્ધા ભાગમાં એકલો અમેરિકા ખંડ છે. પૃથ્વિના એ અર્ધા ભાગને **ગોલાર્ધ** કહે છે. એકને પૂર્વ ગોલાર્ધ, અને બીજાને **પશ્ચિમ** ગોલાર્ધ કહે છે. પૂર્વ ગોલાર્ધને **જુની દુન્યાં** કહે છે કેમકે તેમાંના ચારે ખંડો અસલના વખતથી જણાયલા છે. પશ્ચિમ ગોલાર્ધને **નવી દુન્યાં** કહે છે, કેમકે તેમાંના

અમેરિકા ખંડને છેક પછવાડેથી શોધી કાહાડવામાં આવ્યો છે. કોલમ્બસ નામના એક પુરૂષે એ ખંડ ૧૪૯૨ ના વરસમાં શોધી કાહાડ્યો હતો. દરેક ગોલાર્ધમાં જેટલી જમીન છે તેટલીને **માહાદ્વિપ** કહે છે. માહાદ્વિપ એટલે મોટો બેટ.

જમીનનો એક ભાગ એવો હોય, કે, જેની ચારે બાજુએ પાણી આવેલું હોય, તેને **દ્વિપ** અથવા **બેટ** કહે છે. જમીનનો એક ભાગ એવો હોય, કે તેની ત્રણ બાજુએ પાણી અને એક બાજુએ જમીન હોય, તેને **દ્વિપકલ્પ** કહે છે. જમીનનો એક સાંકડો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધતો હોય તેને **સંયોગિભૂમી** કહે છે. જમીનની જરા અણી નીકલીને સમુદ્રમાં ગયલી હોય તેને **ભૂશિર** કહે છે. પૃથ્વિ ઉપર જે ઊંચા ટેકરા હોય તેને **ડુંગર** કહે છે. ડુંગર કરતાં ઘણા વધારે ઊંચા ટેકરા હોય તેને **પાહાડ** કહે છે; કેટલાક ડુંગર અથવા પાહાડ એક બીજા સાથે જોડાઇ જઇને તેની લાંબી હાર થયલી હોય તેને **પર્વત** કહે છે.

જમીન ઉપર કેટલેક ઠેકાણે ઊડી જગામાં પુષકલ પાણી ભરાઇ રહેલું હોય છે તેને, અથવા એક પાણીનો ભાગ ચારે બાજુએ જમીનથી ઘેરાયલો હોય છે તેને **સરોવર** કહે છે. પાણીનો એક પ્રવાહ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકલી, ઢોલાવદાર જગાપર રહીને સમુદ્રની માહે ખાલી થાય છે, તેને **નદી** કહે છે. જે ઠેકાણેથી નદી નીકલે છે, તે ઠેકાણાને **નદીનું મુળ** કહે છે, જે ઠેકાણે નદી સમુદ્રમાં ખાલી થાય છે, તે ઠેકાણાને

નદીનું **મુખ** કહે છે. પર્વતો ઉપર બરફ પડે છે, અને સૂરજની ગરમીથી જયારે તે પીઘલીને તેનું પાણી થાય છે, ત્યારે તે નદીના આકારમાં વેહવા માડે છે. નદીનાં પાણી મીઠાં હોય છે. મોટી નદીઓમાં કેટલેક સુધી વહાણો તથા આગબોટો ચાલી શકે છે. નાની નદીને **નાલું** કહે છે. નદીનું મુખ એટલું પોહોલું હોય કે, દરિયામાં થતી ભરતીનું પાણી તેમાં કેટલેક સુધી ચાલી આવે, તેને **ખાડી** કહે છે. જે જગાએથી બે નદીઓ એકઠી મલી જાય છે, તે જગાને **સંગમ** કહે છે. પાસે પાસે આવેલી બે નદીઓની વચેની જગાને **દુઆબ** કહે છે.

બે ડુંગરો અથવા પર્વતોની વચેની જગાને **ખીણ** કહે છે. બોહોલા વિસ્તારની સપાટ જમીનને **મેદાન** કહે છે. પર્વતો ઉપરની સપાટ જમીનને **ઊંચ મેદાન** કહે છે. રેતીનાં મેદાનને **રણ** કહે છે. ઝાડોનાં જંગલને **વન** કહે છે.

## પાણીના ભાગ.

પૃથ્વિની સપાટી ઉપર જે ખારૂં પાણી છે, તેના પાંચ ભાગ કર્યા છે. તે દરેક ભાગને **મહાસાગર** કહે છે. મહાસાગર એટલે મોટો દરિયો. મહાસાગર કરતાં નાના પાણીના ભાગને **સમુદ્ર** કહે છે. દરિયાનાં પાણી ખારાં હોય છે, તે હમેશ હાલ્યા કરે છે, તેમાં ભરતિ ઓટ થાય છે, અને તેમાં માછલાં પાકે છે. તેમાં વહાણો અને આગ બોટો ચાલે છે, અને તેમાં બેસીને એક દેશથી બીજે દેશ આવજાવ કરી શકાયછે. સમુદ્રનો એક ફાંટો જમીન ઉપર લાંબે સુધી ચાલી ગયલો હોય, તેને **અખાત** કહે છે, અ-

ખાતનું મોડું, એટલે તેનો **સમુદ્ર** તરફનો ભાગ ઘણો પોહોલો હોય તેને **ઉપસાગર** કહે છે. પાણીનો એક નાનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધે છે, તેને **સામુદ્રધુની** કહે છે.

---

પ્રકરણ ૨ જું.

## મુંબઇ શેહેર.

મુંબઇ શેહેર હીંદુસ્તાનના પશ્ચિમ કાંઠા ઉપર આવેલું છે. એ શેહેર આખાં હિંદુસ્તાનમાં સર્વેથી મોટું છે, એમાં ઘણા લોકની વસ્તી છે, અને એમાં ઘણો બોહોલો વેપાર ચાલે છે. એ શેહર બસો વરસની આગમચ એક નાહનું ગામડું હતું, અને તેમાં થોડાક મછીમાર લોક વસતા હતા. એ શેહેર પ્રથમ પોર્ટુગીઝ લોકોના તાબામાં હતું. પોર્ટુગલના રાજાની છોકરી નામે ઈનફનટા કેથરીનના લગન ઇંગલંડના બીજા ચારલ્સ રાજા સાથ થયાં ત્યારે ૧૬૬૧ નાં વરસમાં એ શેહેર અંગરેજ સરકારને રીતમાં આપ્યું હતું, અને ત્યારથી તે ઉપર અંગ્રેજી રાજ ચાલુ થયું છે, તે આજસુધી છે. એ શેહેરમાં જ્યારથી અંગ્રેજી રાજ ચાલુ થયું ત્યારથી તેમાં સુધારાઓ થવા લાગ્યા તથા વેપાર વધવા લાગ્યો. આજે એ શેહેર આખાં હિંદુસ્તાનમાં સર્વેથી મોટું થઈ પડયું છે, અને ઘણું આબાદ હાલતમાં આવ્યું છે, તે અંગ્રેજી રાજના પ્રતાપથી છે.

મુંબઈની આસપાસ સઘલે દરિયો છે. તેથી એને બેટ કહે છે. પૂર્વે દિશાએ બંદર છે. તે ઘણું મોટું અને સરસ છે. તેમાં આખી દુન્યાં ઉપરનાં વાહાણો તથા આગબોટો આવીને લાંગરે છે, તથા ત્યાંથી માલ ભરી દેશાવરો ખાતે જાય છે. બીજી ત્રણ બાજુએ પણ દરિયોજ છે, પણ ત્યાં સઘલે વહાણો રહેતાં નથી, કેમકે તેમને ત્યાં તોફાનથી બચવાનો ઓથો નથી. મુંબઈની આસપાસના દરિયાને **આરબી સમુદ્ર** કહે છે.

મુંબઈ શેહેરની લંબાઇ ૬ માઇલ, તથા ઘણામાં ઘણી પોહોલાઈ ૩ માઇલની છે. તેમાં કોલાબુ, કોટ, બાહારકોટ, ધોબીતલાવ, ચરણીવાડી, ગીરગામ, ચોપાટી, વાલકેશ્વર, ખેતવાડી, ગોવાળ્યા, મહાલક્ષ્મી, માંડવી, પાયધોની, ભાયખલા, મજગામ, પરેલ વગેરે મોટા લત્તાઓ છે. એ લત્તાઓ ઉપર લોકનાં ઘણાંક ઘરો તથા બંગલાઓ છે. કેટલીક ખાનગી તથા સરકારી ઇમારતો ઘણી મોટી અને શોભાયમાન છે. લોકને સરસામાન ખરીદવાને એ લતાઓ ઉપર ઘણાંક બજારો છે, તેમા કેટલાંક ઘણાં મોટાં છે. બહારકોટ ખાતે કાપડ બજાર અને કોટ ખાતે અંગ્રેજ બજાર સર્વેથી મોટાં છે. ગોસ્ત, તરકારી વગેરેનું સર્વેથી મોટું બજાર ક્રાફર્ડ માર્કેટ છે.

મુંબઇમાં ધોબીતલાવ, બાબુલા તલાવ, સાંકલી તલાવ વગેરે કેટલાંક તલાવો છે. વાલકેશ્વર, મહાલક્ષ્મી, અને સીવરીના ડુંગરો છે. એ ડુંગરો ઉપર ઘણાક લોકો બંગલા બાંધીને રહેલા છે. પશ્ચિમ તરફનો દરિયો અખાત રૂપે છે, તેને બેક બે કહે છે. પૂર્વે તરફનાં બંદ

રનાં એક બે ખડકો બેટ રૂપે છે. મહાલક્ષ્મી અને વરલી વચેનો પુલ સંયોગી ભૂમીને આકારે છે. કોલાબા અને વાલકેશ્વરની અણીઓ ભૂશીર રૂપે છે. કોલાબાનો સાંકડો છેડો દ્વિપકલ્પને આકારે છે.

મુંબઈ શેહેરની વસ્તી આશરે આઠ લાખ માણસની છે. તેમા યૂરોપ્યન, પારસી, હિંદુ. મુસલમાન, ફરંગી યાહુદી વગેરે જાતના લોકો છે. એઓમાંના કેટલાકો વેપાર કરે છે, કેટલાકો સરકારી તથા ખાનગી નોકરીઓ કરે છે, અને કેકલાકો તરેહવાર જાતની કારીગીરી બનાવે છે તથા બીજી જાતનો ઉદ્યોગ કરે છે. ગરીબ લોકો મેહેનત મજુરી કરે છે.

મુંબઈથી રૂ, અલસી વગેરે ઘણીક જાતની જણસો વેપારને અર્થે વેલાત જાય છે, અને ત્યાંથી કાપડ, લોહોડાંકામ, બીલોરકામ વગેરે ઘણી પ્રકારની બનાવટો મુંબઈમાં આવે છે, ચીન ખાને અફીણ ઘણું જાય છે, અને ત્યાંથી રેશમી કાપડ, ચા, વગેરે કેટલીક વસ્તુઓ આવે છે. રૂ કાંતવાનાં તથા કાપડ બનાવવાનાં વેલાતના જેવાં કેટલાંક કારખાનાઓ મુંબઇમાં પણ ચાલે છે, અને તેમાં વણાયલું કાપડ ઘણુ ખપે છે. ચીન અને વેલાત સીવાય બીજા ઘણાક દેશો ખાતેથી તરેહવાર વસ્તુઓ મુબઈમાં આવે છે, અને ત્યાં ઘણી જાતની વસ્તુઓ તે તરફ જાય છે. મુંબઈમાં લાકડાંપર કોતરકામ તથા હાથીદાતનું નકસીકામ ઘણું સરસ થાય છે, અને તે બધે વખાણાય છે.

લોકના જાન માલનાં રક્ષણને સારૂ મુંબઇમાં મોટું પોલીસ ખાતું છે. ઈનસાફ કરવાને પોલીસ કોર્ટ તથા

હાઇ કોર્ટ વગેરે અદાલતો છે. તકસીરવારોને કેદ રાખવાને બે મોટી તુરંગો છે.

મુંબઇમાં, છોકરાઓ તથા છોકરીઓને કેલવણી આપવાને મોટી મોટી ઘણીક નિશાળો તથા છોકરાઓને ઊંચી કેળવણી આપવાને એક મોટી પાઠશાળા છે. હાથની કારીગીરીઓ શીખવવાને એક હુન્નરશાળા છે. ખરાબ ચાલના છોકરાઓને બંધીમાં રાખી હુન્નર શીખવવાની એક ઉદ્યોગશાળા છે. છોકરાઓને કશરત કરવા માટે એક બે કશરતશાળા છે. લોકોને ગમત મેલવવા માટે કેકલીક નાટકશાળાઓ છે. લોકને ફરવા હરવા માટે કેટલાક બાગો છે, જેમાં વિક્ટોરીયા ગારડન અથવા રાણીનો બાગ સર્વેથી મોટો તથા ઘણો રલીઆમણો છે. ગરીબ લોકને મુફ્ત દવા આપવાને તથા તેમની બરદાસ્ત કરવાને ચાર મોટી હાસપીટાલ છે; જેમાંની એક આંખના દરદીઓને માટે છે, એક દેવાના માણસોને રાખવાની છે, અને બે સઘલી જાતના દરદીઓની દવા કરવા માટેની છે. લોકના કાગલ પત્રો તથા સંદેશાઓ દેશ પરદેશ પોહોંચાડવાને તથા ત્યાંથી લાવીને તેમને પોંહોંચાડવાને એક પોસ્ટ આફીસ તથા એક તાર આફીસ છે. લોકને એક શેહેરથી બીજે શેહેર લાવ લઈજાવ કરવાને બે મોટા રેલવે છે; તેમાં બેસીને ઘણા લોકો પુણા, કલકત્તા, મદરાસ, સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે ઘણાંક શેહેરો ખાતે આવજાવ કરે છે. શેહેરની અંદરના ભાગમાં લોહડાંના પાટા નાખી તેપર ઘોડાની ગાડીઓ ફરેછે, તેને ટ્રામવે કહેછે. નવાં વહાણુ તથા આગબોટ બાંધવાને એક ગોદી છે. વહાણુ તથા આગ-

બારોમાં પરદેશથી ભરાઇ આવેલા માલને ખાલી કરવાને તથા પરદેશ લઇ જવાનો માલ તેમાં ભરવાને કેટલાક ડક્કાઓ છે. પૈસાનાં લેણદેણ માટે, તથા નાણાં અનામત અને વ્યાજે મેલવા માટે કેટલીક બેંક, એટલે શરાફી પેહેડીઓ છે. શેહેરના લોકને પાણી પોહોંચાડવાને મુંબઇથી થોડેક દુર વેહાર અને તુલસી નામનાં બે મોટાં તલાવો બાંધેલા છે, અને જમીનમાં લોહડાંનાં નલો ડાટી તેની મારફતે તેમાંનું પાણી શેહેરમાં લાવેછે. રાત્રે લોકને અજવાલું પડવા માટે આખાં શેહેરમાં ગ્યાસના દીવા કરવામાં આવેછે. તે ગ્યાસ બનાવવાનું એક કારખાનું પરેલ ખાતે છે.*

મુંબઈ શેહેર મુંબઈ ઇલાકાની રાજધાની છે, અને તેમાં એક ગવરનર રહેછે, જેનો હોકમ એ આખા ઇલાકા ઊપર ચાલેછે. ગવરનરને સલાહ આપવાને, તથા અગતના ધારાઓ બાંધવાને એક મંડલી છે, જેમાં કેટલાક અંગરેજ અને કેટલાક દેશી અમીકારીઓ છે.

મુંબઇની આસપાસ દરિયો આવવાથી તેની હવા તનદરોસ્તીના બાબમાં સારી ગણાય છે, પણ તેના કેટલાક ભાગો ઉપર વસ્તી ઘણી ઘીચ હોવાથી ત્યાં વસનારા લોકની તનદરોસ્તી ઘણું કરીને સારી રેહતી નથી. મુંબઈમાં મુખ્ય કરી ત્રણ રૂતુઓ થાયછે. જુન માસની શુરૂઆતથી અકટોબર માસની શુરૂઆત સુધી ચોમાસું ચાલેછે. નવેમબરથી ફેબરવારી સુધી શીયાલો, અને મારચથી મે મહીના સુધી ઉનાલો ચાલે છે. સખતમાં સખત ગરમી મે તથા અકટોબર માસમાં પડેછે. એ વેલાએ ઘણી ખરી નિશાલો

* ઉપલી જગ્યાઓ ક્યાં છે તે શીક્ષકે નીશાનીઓ આપીને બતાવવી.

તથા સરકારી આપીસોમાં રજા આપવામાં આવેછે. અને કેટલાક લોકો મેથેરાન, મહાબ્લેશ્વર વગેરે હવા ખાવાની ટેકડીઓ ઉપર જઈ રહેછે. ઘણામાં ઘણી થંડી ડીસેમબર તથા જાન્યુઆરી મહીનામાં પડે છે. ઘણામાં ઘણો વરસાદ જુલાઇ અને સપ્ટેમ્બર મહીનામાં પડેછે.

મુંબઇની નજદીકમાં ધારાપુરી તથા અનેરીકનેરીના ગુફાઓ છે, તેમાં અસલના વખતનું ઘણું સરસ કોતર કામ છે. મુંબઇની ઉત્તરે વરલી, માહીમ, વાંદરા વગેરે કેટલાંક ગામો છે.

પ્રકરણ ૩ જું.

## મુંબઇ ઇલાકો.

મુંબઇ ઈલાકો હિંદુસ્તાનની પશ્ચિમ દિશાએ આવેલો છે. એ ઇલાકાનો વિસ્તાર ૧૦૫૦ માઇલ છે. એ ઇલાકાનાં વાવ્ય ખુણે બલુચીસતાન, ઉત્તર દિશાએ પંજાબ અને ઈસાન ખુણે રજપુતસ્તાન છે; પૂર્વ દિશાએ મધ્ય હિંદુસ્તાનનાં દેશી સંસથાનો, તથા મધ્ય પરાંત છે; અને અગ્નિ ખુણે નિઝામનો મુલક છે; દક્ષિણે મદ્રાસ ઈલાકો તથા મહીસૂર છે, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. એ ઇલાકાની રાજધાની મુંબઈ શેહેર છે.

**મુખ્ય નદીઓ—સિંધુ**, એ સિંધ પ્રાંતમાં છે. **સાબરમતી, મહી, નર્મદા** અને **તાપી**, એ ગુજરાત પ્રાંતમાં છે. **ગોદાવરી, ભીમા, નીરા** અને **કૃષ્ણા**, એ દક્ષિણમાં છે. સિંધુ નદી ટીબેટમાંથી નીકલી અરબી

સમુદ્રમાં ખાલી થાય છે. સાબરમતી, અરવલીના ડુંગ-રાઓમાંથી નીકલીને ખંભાતના અખાતમાં ખાલી થાયછે. મહી, માળવામાંથી નીકલી ખંભાતના અખાતને મળે છે. નર્મદા, સાતપુડા પર્વતમાંથી નીકલી ખંભાતના અખાતને મળે છે. તાપી, સાતપુડામાંથી નીકલીને અરબી સમુદ્રને મળે છે. ગોદાવરી, નાસિક આગલથી નીકલી બંગાલાના ઉપસાગરમાં ખાલી થાય છે. કૃષ્ણા મહાબલેશ્વર આ-ગલથી નીકલી બંગાલના ઉપસાગરને મળે છે.

**મુખ્ય પર્વતો—સહ્યાંદ્રિ.** એ પર્વતનું બીજું નામ **પશ્ચિમઘાટ** કરીને છે, અને એ દક્ષિણ દેશ તથા કોક-ણને જુદાં પાડે છે. બીજો પર્વત **સાતપુડા** છે. એ ઇનદોર અને ખાણદેશની વચે, તથા તાપી અને નર્મદા નદીઓની વચે આવેલો છે.

**મુખ્ય અખાત—ખંભાતનો અખાત,** તથા **કચ્છનો અખાત.**

**મુખ્ય બેટ—દીવ બેટ.** એ બેટ કાઠિયાવાડની દક્ષિણે છે, અને એમાં ફિરંગીનું રાજ છે. પારસીઓ જ્યારે પેહેલા ઇરાનથી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે એ બેટમાં ઉતરયા હતા, અને ત્યાંથી ધીમે ધીમે આગલ વધીને તેઓ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વેંહેંચાઇ ગયા હતા.

મુંબઈ ઇલાકાનો $\frac{1}{3}$ ભાગ દેશી રાજાઓનો છે, અને બાકીના આખા ભાગ ઉપર અંગ્રેજી રાજ છે. દેશી રાજાઓમાંના કેટલાકો અંગ્રેજ સરકારને તથા કેટ-લાકો ગાયકુઆર સરકારને ખંડણી આપે છે; પણ સ-

ઘલાઓ ઉપર અંગરેજ સરકારનો હુકમ ચાલે છે. મુંબઇના ગવરનરની સત્તા આખા મુંબઈ ઈલાકા ઊપર ચાલે છે.

મુંબઇ ઇલાકાના પાંચ ભાગ કરયા છે; તેનાં નામ—**સિંધ, કચ્છ, ગુજરાત, મહારાષ્ટ્ર** અને **દક્ષિણ મહારાષ્ટ્ર.** મહારાષ્ટ્રમાં દક્ષીણ અને કોકણ એવા બે ભાગ છે. ઉપલા પાંચ ભાગના જીલ્લા, તથા એજનસી* અને મુખ્ય શેહેરો નીચે પ્રમાણે છે.:—

## સિંધ.

| **જીલ્લા વગેરે.** | **મુખ્ય શેહેરો.** |
|---|---|
| સિંધનો ઉપલો સરહદનો મુલક ............... | જેકબાબાદ. |
| શિકારપુર જીલ્લો............ | શિકારપુર. |
| હૈદરાબાદ જીલ્લો ............ | હૈદરાબાદ. |
| કરાંચી જીલ્લો............... | કરાંચી. એ એક બંદર છે.† |
| થરપારકર .................. | ઊમરકોટ. |
| ખૈરપુર સંસ્થાન............ | ખૈરપુર. એમાં મુસલમાનજાતના દેશી રાજાનું રાજ છે. |

સિંધની વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો છે. લોક મુખ્ય કરી **સિંધી** અને **બલુચી** ભાષા બોલે છે.

* પોલીટીકલ એજંટના અધીકાર હેઠલ જે દેશી રાજ્યો છે તેને **એજનસી** કહે છે.

† જે શેહેર દરીઆ કાંઠે અથવા નદી કાંઠે આવેલું હોય, જ્યાં વાહાણો તથા આગબોટો આવ જાવ કરતાં હોય, અને મોટો વેપાર ચાલતો હોય, તેને **બંદર** કહે છે.

૨

એ પ્રાંતમાં રોગાનદાર માટીના વાસણ, અને શેતરંજીઓ સારી બને છે. હૈદરાબાદથી કોતરી સુધી રેલવે છે, મુખ્ય નદી સિંધુ છે, તેમાં કેટલેક સુધી આગબોટ ચાલે છે.

## કચ્છ.

કચ્છ દેશનાં મુખ્ય શેહેર—ભૂજ, **માંડવી** અને **અંજાર** છે. માંડવી એક મોટું **બંદર** છે. એ દેશમાં **રજપૂત*** જાતના દેશી રાજાનું રાજ છે, અને તે **રાવ** કહેવાય છે. એ રાજ અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. તે ખંડણી વસુલ કરવાને તથા રાજ કારોબાર ઉપર દેખરેખ રાખવાને ત્યાં એક **પોલીટીકલ એજંટ†** રહે છે. કચ્છમાં કસબ તથા રેશમનું ભરત કામ અને સોના તથા રૂપાં ઉપર નકસીકામ ઘણું સરસ થાય છે.

## ગુજરાત.

ગુજરાત પ્રાંતનો કેટલોક **ભાગ** અંગ્રેજ **સરકારને** તાબે છે અને બાકીનો ભાગ દેશી રાજાઓને અસતક છે. જે ભાગ અંગ્રેજ સરકારને તાબે છે તેને **ખાલસા મુલક** કહે છે; અને તેના જીલ્લા તથા મુખ્ય શેહેર નીચે પ્રમાણે છેઃ—

---

* **રજપૂત** એ હીંદુઓની એક જાત છે. રજપૂત લોક ઘણા લડાયક ગણાય છે.

† દેશી રાજ્યોનાં કારોબાર ઉપર દેખરેખ રાખવાને તથા ખંડણી વસુલ કરવાને ત્યાંની દરબારો ખાતે અંગ્રેજ સરકાર તરફથી જે અધીકારીઓ રહે છે તેમને **પોલીટીકલ એજંટ** કહે છે.

| જીલ્લા. | મુખ્ય શેહેરો. |
|---|---|
| સુરત જીલ્લો ............... | સુરત. તાપી નદીને કાંઠે છે. |
| ભરૂચ જીલ્લો................ | ભરૂચ. નરમદા નદીને કાંઠે છે. |
| ખેડા જીલ્લો ............... | ખેડા. |
| અમદાવાદ જીલ્લો .......... | અમદાવાદ. સાબરમતી નદીને કાંઠે છે. |
| પંચમાહાલ ............... | ગોધરા અને દાહોદ. |

જે બાકીનો ભાગ દેશી રાજાઓને તાબે છે, તેને **એજનસી** કહે છે. એ એજનસીઓનું વર્ણન નીચે પ્રમાણે છે.

**કાઠિયાવાડ એજનસી**— એના મુખ્ય શેહેરો, **રાજકોટ, વઢવાણ, લીમડી, ભાવનગર, પાલીટાણા, જુનાગઢ, નવાનગર,** અને **પોરબંદર** છે. એમાં **મચ્છુ, આજી, ભાદર, શેત્રુંજી** વગેરે નદીઓ છે. **ગીર, ગીરનાર, બડાં,** અને **શેત્રુંજો*** વગેરે ડુંગરો છે. એમાં જુદાં જુદાં સંસથાનો છે, અને તે દરેક ઉપર અકેકો દેશી રાજા રાજ કરે છે. તેથી આખાં કાઠિયાવાડમાં દેશી રાજ છે. જુનાગઢ અને બીજાં બે ત્રણ સંસ્થાનોના રાજા જાતે મુસલમાન છે; અને બાકીનાં સંસ્થાનોના રાજાઓ રજપૂત જાતના હિંદુઓ છે.

**પાલણપુર એજનસી**—એનાં મુખ્ય શેહેર **પાલણપુર** અને **ડીસા** છે. પાલણપુરમાં એક નવાબનું† દેશી

---

* શેત્રુંજાના ડુંગર ઉપર શ્રાવક લોકના ઘણા મોટાં અને શોભાયમાન દેહેડાંઓ છે, અને ત્યાં ઘણા હિંદુઓ જાત્રા કરવા જાય છે. એ ડુંગર પાલીટાણામાં છે.

† મુસલમાન જાતના રાજાઓને **નવાબ** કહે છે.

રાજ છે. એમાં **બનાસ** નામે મોટી નદી છે. ડીસામાં અંગ્રેજી લશકરની **છાવણી*** છે. એની ઉત્તરે **આબુ પર્વત** છે. એ પર્વત ઉપર હિંદુઓનાં નામીચાં દેહડાંઓ છે. ત્યાં લોક હવા ખાવા પણ જાય છે.

**મહીકાઠા એજનસી**—એનાં મુખ્ય શેહેર **સાદરા** અને ઈડર છે. એમાં રજપૂત જાતના દેશી રાજાનું રાજ છે.

**રેવાકાંઠા એજનસી**—એનાં મુખ્ય શેહેર **નાદોદ બારીઆ** અને **લુણાવાડા** છે. એમાં **રાજપીપલાના** ડુંગરો આવેલા છે.

**ગાયકુઆર સંસથાન**—એનાં મુખ્ય શેહેર, **વડોદરા, નવસારી, પાટણ, સિધપુર, કડી** વગેરે છે. મુંબઈ ઇલાકાનાં સઘળાં દેશી રાજ્યોમાં એ રાજ્ય મોટું છે. એ રાજ્યને ગાયકવાડી કહે છે. એમાં મરાઠા† જાતના હિંદુ રાજા રાજ કરે છે. મહારાજા વરોદરામાં રહે છે.

**ખંભાત સંસથાન**—એનું મુખ્ય શેહેર **ખંભાત**, મહી નદી ઉપર છે. એમાં એક નવાબનું (દેશી) રાજ છે.

**પંચમહાલ એજનસી‡**—એનું મુખ્ય શેહેર **નારૂકોટ** છે.

---

* લશકરને રહેવાની જગાને **છાવણી** કહે છે.

† મહારાષ્ટ્રના રહેનારાઓને **મરાઠા** કહે છે.

‡ **પંચમહાલ** જુદું અને **પંચમહાલ એજનસી** જુદું. પંચમહાલમાં અંગ્રેજીરાજ, અને પંચમહાલ એજનસીમાં દેશીરાજછે

**સુરત એજનસી***—એનાં મુખ્ય શેહેર **વાંસદા, ધરમપુર** અને **સચીન.** વાંસદા અને ધરમપુરના રાજાઓ રજપૂત જાતના હિંદુઓ છે, અને સચીનમાં એક નવાબનું રાજ છે.

## મહારાષ્ટ્ર.

એના બે ભાગ છે; એક કોકણ અને બીજો દક્ષિણ—એમાં કોકણના જીલ્લા તથા સંસ્થાન અને મુખ્ય શેહેરો નીચે પ્રમાણે છેઃ—

| **જીલ્લા તથા સંસ્થાન.** | **મુખ્ય શેહેરો.** |
|---|---|
| થાણા જીલ્લો ............... | થાણા. |
| જવાર સંસ્થાન† ............ | જવાર. (મ. હિં.) |
| કોલાબા જીલ્લો............... | અલીબાગ. |
| જંજીરા સંસ્થાન. ......... | જંજીરા. (મું.) |
| રત્નાગિરિ જીલ્લો. ......... | રત્નાગિરિ. |
| સાવંતવાડી સંસ્થાન. ...... | સાવંતવાડી. (મ. હિં.) |

દક્ષિણના જીલ્લા સંસ્થાન વગેરે નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ખાનદેશ જીલ્લો............. | ધુલિયા. |

---

*સુરત જીલ્લો જુદો એને સુરત એજનસી જુદું. સુરત જીલ્લામાં અંગ્રેજી રાજ છે, અને સુરત એજનસીમાં દેશી રાજછે.

†જેની પાછલ **જીલ્લા** શબ્દ લાગેલો છે તેમાં અંગ્રેજી રાજ સમજવું. જેની પાછલ **એજનસી, સંસ્થાન,** અને **જાગીર** શબ્દો લાગેલાછે તેમાં દેશી રાજ સમજવું. (મ. હિ.) એટલે મરાઠા જાતના હિંદુ. (મુ.) એટલે મુસલમાન.

ખાનદેશ એજનસી*

| | |
|---|---|
| નાસિક જીલ્લો.............. | નાસિક. એ હિંદુઓનું એક પવિત્ર શેહેર છે. |
| પેંઠ સંસ્થાન.............. | પેંઠ (મુ.) |
| અહમદનગર જીલ્લો ......... | અહમદનગર. |
| પુણા જીલ્લો ............... | પુણા.‡ |
| સતારા જીલ્લો............... | સતારા. |
| સતારા જાગીર ............ | ભોર, ફલટન, આઉદ અને જત (મ. હિં.) |
| શોલાપુર જીલ્લો ............ | શોલાપુર. |
| અકલકોટ સંસ્થાન ......... | અકલકોટ. (મ. હિ.) |

## દક્ષિણ મહારાષ્ટ્ર.

એમાં ઉત્તર કાનડા નામનો પ્રાંત પણ છે. એના જીલ્લા વગેરે નીચે પ્રમાણે છે.

| જીલ્લા વગેરે. | મુખ્ય શેહેરો. |
|---|---|
| કલાદગી જીલ્લો ............ | કલાદગી. |
| બેલગામ જીલ્લો ............ | બેલગામ. |
| કોલાપુર સંસ્થાન. ............ | કોલાપુર. (મ. હિં.) |
| દક્ષિણ મરાઠા જાગીર......... | સાંગલી, જમખંડી, મીરજ વગેરે (મ. હિં.) |
| ધારવાડ જીલ્લો. ............ | ધારવાડ. |

---

*ખાનદેશના મુખ્ય શેહેર ધુલ્યા, માલેગામ અને ચાલીશાગામ છે.

‡પુણા પેહેલાં પેશવાની રાજધાની હતી. ત્યાંની હવા સારી હોવાથી મુંબઇની સરકાર તથા બીજા ઘણાક લોક ત્યાં હવા ખવા જાયછે.

સાવનૂર સંસ્થાન........... સાવનૂર. (મુ.)
ઉત્તર કાનડા જીલ્લો. ...... કારવાડ. એક બંદર છે

મુંબઇ ઇલાકામાં, **ગોવા દમણ,** અને **દીવ** માં પોરટુગીઝનું રાજ્ય છે. એમાં ગોવાનું સંસ્થાન સર્વેથી મોટું છે, અને તેમાં પોરટુગલની સરકાર તરફનો વડો હાકમ રહે છે.

---

## પ્રકરણ ૪ થું.

## હિંદુસ્તાન.*

હિંદુસ્તાન એશિઆ ખંડની દક્ષિણે છે, અને તે એક મોટો દ્વીપકલ્પ છે.

**સીમા**—ઉત્તરે **હિમાલય પર્વત** છે; પશ્ચિમે **આફ્ગાનીસ્તાન** તથા **બલુચીસ્તાન** છે; નૈરત્ય ખુણે **અરબી સમુદ્ર** છે; દક્ષિણે **હિંદી મહાસાગર** છે; અગ્નિ ખુણે **બંગાલનો ઉપસાગર** છે, અને પુર્વે **બ્રહ્મ દેશ** છે.

હિંદુસ્તાન તથા આફ્ગાનીસ્તાન વચ્ચે **સુલેમાની પર્વત** છે, અને હિંદુસ્તાન તથા બલુચીસ્તાન વચ્ચે **હાલા પર્વત** છે. હિમાલયની પેલીમેર (ઉત્તરે) **તિબેટ** અને **તરકીસ્તાનનો** મુલક છે.

**મુખ્ય નદીઓ—બ્રહ્મપુત્ર,** એ તિબેટમાંથી નીકલી બંગાલાના ઉપસાગરમાં ખાલી થાય છે. ગંગા, એ હિ-

---

* હિંદુ એટલે હિંદુ અને સ્તાન એટલે જગ્યા અથવા વતન.

માલય પર્વતમાંથી નીકલી બંગાલના ઉપસાગરમાં ખલી થાય છે. **મહાનદી**, એ મધ્ય પ્રાંતના ડુંગરાઓમાંથી નીકલી બંગાલના ઉપસાગરને મલે છે. **ગોદાવરી**; **કૃષ્ણા**; **સિંધુ**; **સાબરમતી**; **મહી**; નર્મદા; **તાપી** અને **કાવેરી**. કાવેરી કુર્ગનાં સંસ્થાનમાંથી નીકલી બંગા, લના ઉપસાગરમાં ખાલી થાય છે.

**સાખા નદીઓ**—**જમના**, **સોન**, **ચુંબલ**, **ગોમતી** અને **ગોગરા**, એ પાંચ નદીઓ **ગંગાની** સાખા છે. **જેલમ**, **બીઆ**, **રાવી**, **ચીનાબ**, અને **સતલજ** એ પાંચ નદીઓ **સિંધુની** સાખા છે. એમાંની પેહેલી ચાર હિમાલયમાંથી, અને સતલજ તિબેટમાંથી નીકલે છે.

**મુખ્ય પર્વતો**—**હિમાલય**, એ આખી દુન્યાપર સર્વેથી ઉંચો છે, અને એના મથાલા ઉપર સદા બરફ રહે છે. **શિવાલીક**, **વિંધ્યાચલ**, **સાતપુડા**, **સહ્યાદ્રિ** અથવા પશ્ચિમ ઘાટ, અને પુર્વ ઘાટ. **અરવલી** તથા **નીલગિરિ**ના ડુંગરો.

**મુખ્ય ભૂશીર**—**કન્યા કુમારી**, એ હિંદુસ્તાનના દક્ષિણ છેડા પર છે. **દીવભુશીર**, એ કાઠિયાવાડની દક્ષિણેછે.

**મુખ્ય અખાત**—**કચ્છનો અખાત**, એ કચ્છ તથા કાઠિયાવાડની વચ્ચે છે. **ખંભાતનો અખાત**, એ ખંભાતની દક્ષિણે છે. **બંગાલાનો ઉપસાગર**, એ હિંદુસ્તાનની પુર્વ દિવાએ છે. **મનારનો અખાત**, એ હિંદુસ્તાન તથા સીલાન બેટની વચ્ચે છે.

**મુખ્ય સામુદ્રધુની**—**પાકની સામુદ્રધુની**, એ સીલોન તથા હિંદુસ્તાનની વચ્ચે છે, અને બંગાલના ઉપસાગરને તથા મનારના અખાતને સાથે જોડે છે.

**મુખ્ય બેટ**—**સીલોન**, એને સિંહલદ્વીપ અથવા લંકા કરીને પણ કહે છે. એમાં કોલંબો અને ત્રિંકોમાલી નામનાં બે મોટાં બંદરો છે. એમાં કાફીનો પાક સારો થાય છે. એ બેટમાં અંગ્રેજી રાજ છે. **આનડામન**, એમાં હિંદુસ્તાનથી તરીપાર કીધેલા બંધવાઓને રાખે છે. **નીકોબાર**; **માલદ્વીપ**; અને **લક્ષદ્વીપ**.

**મુખ્ય વેપારની જણસો**—રૂ, અફીણ, ગલી, ચા, કાફી, ચોખા, સુરોખાર ઇત્યાદિ.

હિંદુસ્તાનના મુખ્ય ત્રણ ભાગ કરેલા છે:—૧, ઉત્તર હિંદુસ્તાન; ૨, મધ્ય હિંદુસ્તાન અને ૩, દક્ષિણ હિંદુસ્તાન.

ઉત્તર હિંદુસ્તાન હિમાલય પર્વત અને શિવાલીક પાહાડની વચે છે. એમાં **કાશમીર**, **નેપાલ** અને **ભુતાન** છે. એ પ્રાંતોનું વર્ણન નીચે પ્રમાણે છે:—

**કામશીર**—મુખ્ય શેહેર **કાશમીર** અથવા **શ્રીનગર** છે. એ પ્રાંતમાં ઘણી ઊંચી જાતની શાલો બનાવવામાં આવે છે. એમાં રજપૂત જાતના દેશી રાજાનું રાજ છે, અને તે અંગ્રેજ સરકારને ખંડણી આપે છે.

**નેપાલ**—એનું મુખ્ય શેહેર **ખટમંડુ** છે. એ પ્રાંતનાં લોક ઘણા લડાયક છે, એમાં સ્વતંત્ર* રાજ છે,

**ભુતાન**—એની રાજધાની **ટાસીટીઉડન** છે. એમાં પણ દેશી સ્વતંત્ર રાજ છે.

મધ્ય હિંદુસ્તાન શિવાલીક પાહાડ અને નર્મદા નદીની વચે છે. એના પ્રાંતો તથા મુખ્ય શેહેરો નીચે પ્રમાણે છે:—

---

* સ્વતંત્ર એટલે અંગ્રેજ સરકારને ખંડણી નહીં આપનાર તે.

**બંગાલા પ્રાંત**—એનાં મુખ્ય શેહેર, **કલકત્તા**, એ હુગલી નદીપર છે. અને એમાં હિંદુસ્તાનનો ગવરનર જેનરલ રહે છે. તેથી એ શેહેર હિંદુસ્તાનની રાજધાની કહેવાય છે. **ધાકા** એમાં ઘણી બારીક મલમલ વણાય છે. **મુર્શિદાબાદ**, એ બંગાલી અસલની રાજધાની, **પ્લાસી**, એ જગા, બંગાલાના સુબા સુરાજા દઉલા, અને અંગ્રેજી સરદાર લાર્ડ ક્લાઈવ વચ્ચે થયલી મોટી લડાઈ અને તેમાં થયલી અંગ્રેજોની જીતને માટે પ્રખ્યાત છે. **બરદવાન** અને **રાણીગંજ**. એ બે શેહેરોમાં કોલસાની ખાણો છે.

**બાહાર પ્રાંત**—એનાં મુખ્ય શેહેરો **પટણા** અને **મોંગીર** છે. એ બંને ભાગીરથી નદીને કાંઠે છે.

**વાવ્ય પ્રાંત**—એનાં મુખ્ય શેહેર **દિલ્લી**, એ આગલના વખતમાં મોગલ રાજાઓની રાજધાણી હતી. **અલાહબાદ**, **મથુરાં**, **કાસી*** અને **કનોજ** એ ચાર હિંદુઓનાં ઘણાં પવિત્ર શેહેરો છે. **આગ્રા** એમાં તાજ મેહેલ અને અકબર બાદશાહાની કબર છે. **મીરત**, એમાં ૧૮૫૭ ના બલવાની શુરૂઆત થઇ હતી. **મીરજાપુર**. **ગાજીપુર**, **સહરાનપુર**, **બરેલી**, **ફ્તેપુર** અને **કરનુલ**.

**અયોધ્યા પ્રાંત**—એનાં મુખ્ય શેહેરો—**લખનોર**. એ ગોમતી નદીના કાંઠાં પર છે. **કાનપુર**, એમાં ૧૮૫૭ ના બલવાના વખતમાં મોટી કતલ થઇ હતી. **ફૈજાબાદ** **જવાનપુર**.

---

* કાસીનું બીજું નામ બનારસ છે, અને તે ગંગા નદીના કાઠાંપર છે.

**પંજાબ**—એનાં મુખ્ય શેહેરો—**લાહોર, મુલતાના અમૃતશાર, અંબાલા, સીમલા, જલનધર, લુધ્યાના, ફીરોજપોર, શીઆલકોટ, રાવલપીંડી., અને પેશા-વર.** લાહોર રાવી નદીને કાંઠે છે. સીમલામાં હીંદુસ્તાનનો ગવરનર જેનરલ હવા ખાવા જાય છે. એ પ્રાંતમાં પાંચ નદીઓ વહે છે. તેથી એનું નામ પંજાબ* પડયું છે. એ પાંચ નદીઓ સતલજ, બીઆ, રાવી, ચીનાબ અને જેલમ છે. એ સઘલી સિંધુ નદીની સાખાઓ છે. પંજાબના રેહવાસીઓને **સીખ** લોક કહે છે.

**રજપૂતાનાં**—એને રજપૂતસ્તાન પણ કહે છે.—એનાં મુખ્ય શેહેરો—**અજમીર, જયપુર, ઉદેપુર, ભાવલપુર જોધપુર, ભરતપુર, જેસલમીર, બીકાનીર** અને **કીસન ગઢ.** એમાં એકલાં અજમીરમાં અંગ્રેજી રાજ છે, અને બાકીના સઘલાં શેહેરોમાં રજપૂત જાતના દેશી રાજાઓનું રાજ છે. એ પ્રાંતમાં **સામભર** નામે એક ખારો સરોવર છે, તેના પાણીમાંથી મીઠું બનાવે છે. એમાં **અરવલીના ડુંગરો** છે.

**મધ્ય એજનસી**—એને માલવા પણ કહે છે. કેટલાંક દેશી સંસ્થાનો મલીને એ પ્રાંત થયલો છે. તેમાંના મુખ્ય, **ગ્વાલિયર, ઈંદોર, ભોપાલ** અને **રેવા** છે--ગ્વાલિયરમાં **સિંધ્યાનું**, અને ઇંદોરમાં **હોલકરનું** રાજ છે. એ બંને રાજાઓ જાતના મરાઠા હિંદુઓ છે. ભોપાલમાં એક **બેગમ**† રાજ કરે છે. રેવાનો રાજા જા-

---

* **પંજ** એટલે પાંચ, અને **આબ** એટલે પાણી.

† મુસલમાન જાતની રાજ કરતી સ્ત્રીને **બેગમ** કહે છે.

તનો રજપૂત છે. બુંદેલ ખંડમાં કેટલાક નાનાં નાનાં સંસ્થાનો છે. એ પ્રાંતમાં ઉજ્જન નામે એક શેહેર છે, તે અસલના વારામાં વિક્રમ રાજાની રાજધાની હતી. એ પ્રાંતમાં અફીણ સારૂં પાકે છે

**મધ્ય પ્રાત**—એનાં મુખ્ય શેહેરો—**નાગપુર, જબલપુર આકોલા, ઉમરાવટી**, એમાં રૂ સારો થાય છે. **કામપટી**, એમાં અંગ્રેજી લશકરની છાવણી છે. **બરાનપુર** એક મુસલમાની શેહેર છે.

**નીઝામનો મુલક**—એનાં મુખ્ય શેહેરો—**હૈદરાબાદ**, એ રાજધાની મુસી* નદીપર છે. **સીકંદરાબાદ, ઓરંગાબાદ, દોલતાબાદ**, અને **જાલણા**. એ મુલકમાં મુસલમાન જાતના રાજા રાજ કરે છે. તેને **નીઝામ** કહે છે. એ મુલકમાં **વરાડ** અથવા **બીરાર** નામે એક પ્રાંત છે. તે અંગ્રેજ સરકારને તાબે છે. એમાં રૂનો પાક સરસ થાય છે.

**મહીસૂર**—એનાં મુખ્ય શેહેર—**મહીસૂર** એ રાજધાની છે. **શ્રીરંગપટણ** અને **બેંગલુર**. એ પ્રાંતમાં દેશી રાજ છે. રાજા જાતે હિંદુ છે. એમાં કુર્ગ નામે એક નાનો પ્રાંત છે. તેમાં અંગ્રેજી રાજ છે.

**મલબાર**—એનાં મુખ્ય શેહેરો—**કાનાનૂર, મંગલૂર, તાલચેરી**, અને **બેપૂર**. એમાં **કોચીન** નામે એક નાનું દેશી સંસ્થાન છે.

---

* મુસી નદી કૃષ્ણા નદીની સાખા છે.

**ત્રાવણકોર**—એમાં દેશી રાજ છે. અને એની રાજધાની **ત્રિવનદ્રમ** છે. તેમાં રાજા રહે છે. તે જાતને હિંદુ છે.

કર્ણાટક—એનાં મુખ્ય શેહેરો—**આરકટ**, અને **ત્રિચનાપલી**. એ તરફ દરિયા કાંઠાપર **મદ્રાસ** નામે એક મોટું શેહેર છે. તે **મદ્રાસ** ઇલાકાની રાજધાની છે અને વેપારનું એક બંદર છે. એ શેહેરમાં **મદ્રાસ** ઇલાકાનો ગવરનર રહે છે. પાનડીચેરી નામે એક શેહેર છે, તેમ-ફ્રેંચ લોકનું રાજછે.

**ઉત્તર સરકાર**—એના મુખ્ય શેહેરો—**મછલી પટણ**, **રાજમંદ્રી**, અને **ગોલકંદા**. એમાં હીરાની ખાણ છે. એ પ્રાંતમાં **કોકોનાદા** નામે એક બંદર છે.

**ઓરીસા**--એને **ઓઢીઆ** પણ કહે છે. એનાં મુખ્ય શેહેરો--**કતક** અને **પૂરી**. એમાં જગનનાથનું દેહડું છે.

**સિંધ**, **કચ્છ**, **ગુજરાત**. અને **મહારાષ્ટ્ર** પ્રાંતોનું વર્ણન મુંબઇ ઇલાકામાં લખ્યું છે.

હિંદુસ્તાનમાં ત્રણ ઇલાકાઓ છે. ૧--મુંબઇ ઇલાકો; ૨—**મદ્રાસ** ઇલાકો, અને ૩--બંગાળ ઇલાકો

હિંદુસ્તાનના ઇસાન ખુણામાં **આસામ** તથા **આરાકાન** નામનાં બે પ્રાંતો છે.

હિંદુસ્તાન માહેલાં, પોર્ટુગીઝ સંસ્થાન--**ગોવા**, **દમણ** અને **દીવ**. ફ્રેંચ સંસ્થાન--**પોનડીચેરી**, **ચંદ્રનગર**, **માહી** અને **કારીકલ**.

હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠાને **મલબારકોસ્ટ** કહે છે, અને પુર્વ કાંઠાને **કારોમાનડલ કોસ્ટ** કરી કહે છે.

હિંદુસ્તાનના મોટા ભાગપર રેલવે, એટલે આગગાડીનો રસતો બંધાયલો છે. મુંબઇમાંથી બે રેલવે શુરૂ થાય છે. એક **જી. આઇ. પી. રેલવે;** અને બીજો, **મુંબઈ વડોદરા** રેલવે. જી. આઈ. પી. રેલવેના બે મોટા ફાંટા છે, તેમાંનો એક ફાંટો ઈસાન ખુણે જબલપુર સુધી જઇને ત્યાંથી બંગાલના ઇસ્ટ ઇન્ડિયા રેલવે સાથ જોડાય છે; અને બીજો ફાંટો અગ્નિ ખુણે ગુલબરઘા આગલથી નીઝામનાં મુલકમાં રહીને મદ્રાસ રેલવેને મલે છે. બંગાલમાં **ઈસ્ટ ઈન્ડિયા રેલવે** છે. તે કલકત્તાથી શુરૂ થઇ છેક મુલતાન સુધી જાય છે. **મદ્રાસ** રેલવેના ત્રણ ફાંટા છે; એક મદ્રાસથી નીકલી નીઝામના મુલકમાં રહી જી. આઇ. પી. રેલવે સાથ જોડાય છે; બીજો મદ્રાસથી બેપૂર સુધી જાય છે, અને ત્રીજો **મદ્રાસથી** ટીનેવલી શુધી જાય છે. એ સીવાય બીજા કેટલાક નાના તથા સાખા રેલવે પણ છે.

હિંદુસ્તાનની લંબાઇ ( ઉત્તરે કાશમીરથી દક્ષીણે કન્યા કુમારી સુધી ) ૧૯૦૦ માઇલ છે; અને પોહોલાઇ ( સિંધથી આસામ સુધી ) ૧૮૦૦ માઇલ છે. એમાં પચીસ કરોડ **માણસની** વસ્તી છે. તેમાં હિંદુ, મુસમાન, યુરોપ્યન, પરસી, યાહુદી વગેરે જાતના લોકો વસે છે, અને તેઓ મુર્તિપૂજક, મહમદી, ખરીસ્ટિ, જરથોસ્તી વગેરે ધર્મો પાલે છે.

હિંદુસ્તાનની હવા મધ્યમ છે, અને જમીન ઘણી રસાલ છે; જેથી ત્યાં અનાજ, રૂ, અફીણ, ગલી, શેરડી, તમાકુ, ચા, કાફી, તેજાનું* વગેરે ત્યાં ઘણું પાકે છે. તેમજ ઘણીક જાતના ફળફુલાદી તથા ઉપ્યોગી લાકડાં પણ ઉતપન્ન થાય છે. એ સઘલી વસ્તુઓનો બીજા દેશો સાથ મોંટો વેપાર પણ ચાલે છે. જમીનમાં કોલસા, લોઢુ, ત્રાંબુ, સોનુ, હીરા વગેરેની ખાણો છે, અને દરિયા કાંઠા પરથી મોતી મલે છે.

હિંદુસ્તાનના મોટા ભાગ ઉપર અંગ્રેજી રાજ્ય છે, અને બાકીના ભાગ ઉપર દેશી રાજ્યો છે, જેના ઉપર અંગરેજ સરકાર વડાપણુ ધરાવે છે, અને ખંડની લીએ છે ઇંગલંડ દેશની રાણી, વિકટોરીયા "કૈસરે હિંદ ને નામે હિંદુસ્તાન ઉપર રાજ્ય કરે છે, અને તેમના તરફથી ઠરાવેલા હાકમ, જેમને **ગવરનર જેનરલ** કહેછે, તેઓ કલકત્તામાં રહીને અમલ ચલાવે છે. વરસનો કેટલોક ભાગ સીમલા ખાતે પણ તેઓ રહે છે. તેમના હાથનલે મુંબઈ તથા મદ્રાસના ગવરનરો વગેરે અમલદારો છે, જેમની મારફતે તેઓ આખા દેશ ઉપર અમલ ચલાવે છે. ધારાઓ બાંધવાને ગવરનર જેનરલની તથા મુંબઈ અને મદ્રાસના ગવરનરોની **અલેકી કાઉનસીલ**† છે,

---

* એલચી, લવંગ, જાયફલ, તજ, વગેરેને તેજાનાં કહે છે.

† ગવરનર જેનરલ અથવા ગવરનર અને તેમની જોડે થોડાક યુરોપયન તથા દેશી ગરસથો બેસીને ધારાઓ બાંધેછે. તેમની સભાને **કાઉનસીલ** કહે છે. એ કાઊનસીલના દરેક અધીકારીને **આનરેબલ** નો એલકાબ હોયછે.

## પ્રકરણ ૫ મું

# એશિયા ખંડ.

પૃથ્વિ ઊપરના સઘલા ખંડોમાં એશિયા ખંડ કદમાં તથા વસ્તીમાં મોટો છે. માણુસ જાતની પેહેલ વેહેલી ઊતપંતી એજ ખંડમાં થઈ હતી. અસલના વારાનાં મોટામાં મોટાં રાજયો પણ મુખ્ય કરી એજ ખંડમાં થયાં હતાં. પૃથ્વી ઊપર હાલમાં ચાલતા સઘલા ધર્મો અને તે સ્થાપનારા પેગમબરો પણ એજ ખંડમાં ઊતપન થયા હતા. એ ખંડના ઉત્તર તરફના ભાગમાં થંડી બહુ પડે છે. વરસના કેટલાક મહીના સુધી દરિયાનાં તથા નદી નાલાના પાણી બંધાઈને બરફ થઈ જાય છે, એને છ મહીના સુધીની લાંબી રાત અને લાંબા દિવસો થાય છે. ત્યાં થોડાંજ માણસો વસે છે, જેઓ જમીનમાં ખાડા ખોદીને તેમાં રહે છે, અને માછલી તથા જાનવરોનો શિકાર કરી તે ઉપર ગુજરાણ કરે છે. જેમ જેમ દક્ષિણે આવ્યે તેમ તેમ હવા ગરમ હોય છે. હિંદુસ્તાન તથા બ્રહ્મદેશ એ ખંડની છેક દક્ષિણે છે, તેથી ત્યાં જે ગરમી પડે છે તે ઘણુામાં ઘણી હોય છે. તો પણ એ ગરમી આફ્રિકા ખંડ કરતાં ઘણી ઓછી છે, કેમકે ત્યાં એ કરતાં પણ ઘણી વધારે પડે છે. એ ખંડના મોટા ભાગની જમીન ઘણી રસાલ છે, અને અનાજ તથા ફલફૂલાદીનો મોટો પાક થાય છે. જમીનમાંથી સઘલી જાતની ધાતુ તથા ઝવેરો પણ મલે છે.

એશિયા અને યુરોપ એ બંને પશ્ચિમ દિશાએથી સાથે જોડાયલા છે, અને તેમની વચે **યૂરેલ્યન** પર્વતો છે. આફ્રિકા ખંડ પણ પેહેલાં એશિયા ખંડ સાથે સુએઝની સંયોગીભૂમીથી ડજોયલો હતો; પણ થોડાંક વરસ થયાં તે સંયોગીભૂમીને ખણી કાહાડી ત્યાં એક નેહેર બનાવવાથી હાલમાં તે છુટો પડી ગયોછે. અમેરિકા ખંડ પણ ઉત્તર દિશાએથી એશિયાની પાસે આવેલોછે, અને તે બેની વચે **બેહેરીંગની સામુદ્રધુની** છે.

**સીમા**—ઉત્તરમાં ઉત્તર મહાસાગર; પુર્વમાં પાસિફીક મહસાગર; દક્ષિણમાં હિંદી મહાસાગર; અને પશ્ચિમમાં યૂરેલ્યન પર્વત, યૂરલ નદી, કાસ્પ્યન સમુદ્ર, કાકેસસ પર્વત, કાલો સમુદ્ર. મારમોરાનો સમુદ્ર, આર્કીપેલેગો, ભૂમધ્ય સમુદ્ર, સુએઝની નેહેર અને લાલ સમુદ્ર.

**સમુદ્ર**—**લાલ સમુદ્ર**, એ અરબસ્તાન તથા આફ્રિકાની વચેછે. **અરબી સમુદ્ર**, એ અરબસ્તાન તથા હિંદુસ્તાનની વચે છે. **ચીનાઈ સમુદ્ર**, એ ચીનની દક્ષિણે છે. **પીલો સમુદ્ર**, એ ચીન અને કોરયાની વચે છે. **જાપાની સમુદ્ર**, એચીનાઇ તારતરી અને જાપાનની વચે છે. **ઓકોટસ્કનો સમુદ્ર**, એ સાઈબીરયા અને કામસ્કાટકાની વચે છે. **કામસ્કાટકાનો સમુદ્ર**, એ કામસ્કાટકા અને અમેરિકાની વચે છે. બંગાલનો ઉપસાગર હિંદુસ્તાન તથા બ્રહ્મ દેશની વચેછે.

**દેશો**—અફ્ગાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, તુર્કસ્તાન, તાતાર દેશ, રૂશિયા, જાપાન, ચીન. તિબેટ, સીઆમ. બ્રહ્મદેશ અને હિંદુસ્તાન. **એ સઘલા દેશોનું વર્ણન નીચે લખ્યું છે**:—

## અફ્ગાનીસ્તાન.

એ દેશ હિંદુસ્તાનનાં વાવ્ય ખુણા તરફ આવેલો છે. એ દેશના લોક મુસલમાની ધર્મ પાલે છે, અને તેઓ **પષતુ** ભાષા બોલે છે. એ દેશના રાજાને **અમીર** કહે છે. એ દેશનો કેટલોક ભાગ ઉજડ છે, અને કેટલાક ભાગમાં ફલફલાદી સારાં થાયછે. કેટલાક શેહેરોમાં વેપાર પણ સારો ચાલેછે.

એ દેશની રાજધાની **કાબુલ** શેહેર કાબુલ નદીપર છે. એનાં મુ૰ શેહેર **ગજની** એમાં અસલ રાજધાની હતી; **કંદહાર** અને **હિરાત**. એમાં **બલુચીસ્તાન** કરીને એક મોટો પ્રાંત છે તેની રાજધાની **ખિલાત** કરીને છે. એમાં **હીંદુકુશ** નામે એક મોટો પર્વત છે, તે ૭૦૦ કોસ લાંબો છે. એની વેપારની મુ૰ જનસો ઘોડા છે.

## ઇરાન.

એ દેશ અફ્ગાનીસ્તાનની પશ્ચિમે છે, અને તેમાં મુસલમાની ધર્મ ચાલે છે. અસલ એ દેશમાં પારસીઓ વસ્તા હતા, અને જરથોસ્તી ધર્મ ચાલતો હતો. એ દેશમાં મુખ્ય કરી **ફારસી** ભાષા બોલાય છે. રાજકર્તાને શાહા કહેછે. એ દેશની જમીન રસાલ છે, અને તેમાં અનાજ તથા ફલફલાદી પુષ્કલ થાયછે. દરાખ પણ ઘણી પાકેછે, તેનો દારૂ બને છે.

એ દેશની રાજધાની **તેહેરાન** શેહેર છે. એનાં મુ૰ શેહેર **ઇસ્પહાન** એ અસલની રાજધાની; **શિરાજ** એ સાદી નામના શાહેરની જન્મભૂમી; **તબરીઝ** એ વેપારનું

ઠેકાણું; અબુશહર એ ઇરાનનું મુ૦ બંદર છે; **યઝદ; ર**એ એ પારસીઓના પેગમબરની જન્મભુમિ; **કરમાન; હમદાન; મશદ.** મુ૦ સરોવર **ઉરૂમિયા.** મુ૦ અખાત, **ઈરાની અખાત,** એ ઇરાન તથા અરબસ્તાનની વચે છે. મુ૦ બેટ **કિસ્મ,** એના કીનારાપરથી મોતી મલેછે; **હોર્મજ.** મુ૦ સામુદ્રની, **હોર્મજની સામુદ્રધુની** એ ઇરાની અખાત અને ઓમાનના અખાતની વચે છે. મુખ્ય પર્વત અલ્બોર્ઝ. વેપારની મુ૦ જનસો ગલીચા અને દરાખનો દારૂ.

## અરબસ્તાન.

એ દેશ ઈરાનની પશ્ચિમે છે, અને એમાં પણ મુસલમાની ધર્મ ચાલેછે. એ ધર્મ એજ દેશમાંથી ઉતપન થયો છે. લોક ઘણા ખરા ભટકતી હાલતમાં રહેછે. તેઓ જુદી જુદી ટોલીઓ થઇ જ્યાં ખોરાક મલે ત્યાં મુકામ કરેછે, અને તે થઇ રહે ત્યારે બીજીગમ જાયછે. એ દેશના પશ્ચિમ કાંઠાપરના ભાગપર તરકીના સુલતાનનો અમલ ચાલેછે, અને બાકીના ભાગમાં સ્વતંત્ર ટોલાઓ પોતપોતાને માથે સરદારો ઠરાવીને રહેછે. એ દેશમાં ખજુર ઘણો થાયછે, તેપર ત્યાંના ઘણા લોક પોતાનું ગુજરાણ ચલાવે છે. અનાજનો પાક ઝાઝો થતો નથી. એ દેશમાં **મકકા** નામે શેહેર છે તે મુસલમાન લોકનું સર્વેથી પવિત્ર શેહેર છે, અને આખી દુન્યા ઉપરના મુસલમાનો ત્યાં હજ કરવા જાયછે.

એ દેશની રાજધાની **મકકા,** એ મુસલમાનોના પેગમબરની જન્મભૂમિ; **મદીના,** એ મુસલમાનોના પેગમ-

બરનું મૃત્યુસ્થલ; **મોખા**, એમાં કાફી સારી પાકે છે; **મસ્કત**, એ અરબસ્તાનનાં અગ્નિ ખુણામાં એક બંદર છે; **એદન** એ અરબસ્તાનની દક્ષિણે એક બંદર છે. અને તેમાં અંગરેજી રાજ છે; **જીદ્દા**, એ લાલ સમુદ્રના કાંઠાપર એક બંદર છે. મુ૰ અખાત **અરબી અખાત**, એ અરબસ્તાન અને આફ્રિકાની વચે છે. મુ૰ **સામુદ્રધુની બાબલ માંદીબની સામુદ્રધુની** એ અરબી અખાત અને હીંદી માહાસાગરની વચે છે. મુ૰ ભૂશિર **રાસઅલહદ**, મુ૰ બેટ, **બાહારીનના બેટ**. વેપારની મુખ્ય જનસો ઘોડા, કાફી, સુકો મેવો અને કેટલીક જાતના ગુંદર.

## તુરર્કસ્તાન.

એ દેશ અરબસ્તાનની ઉતરે છે. એમાં પણ મુસલમાની ધર્મજ ચાલેછે. એમાં આસલનાં વારાનાં કેટલાંક નામીચાં શેહેરો છે. અને વેપાર સારો ચાલેછે. એ દેશ ઉપર યુરોપ્યન તુર્કસ્તાનના સુલતાન* નો અમલ ચાલે છે. એ દેશના ચાર પ્રાંત કરેલા છે; **એશિયામાઈનર**; **સીરિઆ**; **અલજઝીરા**; અને **આરમીનિઆ**. આરમીનિયાનો પ્રાંત હાલ રૂશિઆની સરકારને તાબે છે.

એ દેશની રાજધાની **સ્મિરના** છે. તે વેપારનું મોટું ઠેકાણું છે. એનાં મુ૰ શેહેર **બસરા**, એ હીંદુસ્તાન સાથનાં વેપારનું મુ૰ ઠેકાણું છે; **બગદાદ**, એ અસલના વખતમાં રાજધાની હતી; **જરૂસલેમ**. એ ખ્રીસ્તી લો-

*તુર્કસ્તાનના રાજાને સુલતાન કહેછે.

કના પેગમબરની જન્મભૂમિ; **અલેપો.** એ પણ એક વેપારનું ઠેકાણું છે; **દમાસ્કસ** અને **મોસલ.** **મુ૦** નદીઓ **યુફ્રેતીસ** અને **તગ્રીસ,** બંને નદીઓ તૌરસ પર્વતમાંથી નીકલીને. આગલ જતાં એકઠી મલી જઇ ઇરાની અખાતમાં ખાલી થાયછે. મુ૦ પર્વત **તૌરસ** અને **કાકેસસ** મુ૦ સરોવર **મૃતસરોવર,** એ પાલેસટાઇનમાં છે, અને એના પાણીમાં માછલી જીવતી નથી તથા એને કીનારે ઝાડપાન ઉગતાં નથી તેની એને મૃત એટલે મરેલો સરોવર કહેછે; **વાનસરોવર,** એ કુર્દિસતાનમાં છે. વેપારની મુ૦ જમસો–ઊંચી જાતનાં ઉનની બનાવેલી કામલી અને ગાલીચા.

## તાતાર દેશ.

એ દેશના બે ભાગ છે; એક સ્વતંત્ર તાતાર અને બીજો ચીનાઇ તાતાર. સ્વતંત્ર તાતારને **તરકીસ્તાન** પણ કહે છે. એના કેટલાક ભાગપર રૂશિઆનું રાજ છે, અને બાકીના ભાગપર ત્યાંના દેશી રાજાઓ રાજ કરે છે. એ રાજાઓને **ખાન** કહેછે. ચીનાઈ તારતરીમાં ચીન દેશની સરકારનું રાજ છે. સ્વતંત્ર તારતરીના લોક મુસલમાની ધર્મ પાલેછે, અને ચીનાઇ તારતરીના લોક બૌધ ધર્મ પાલેછે. એ દેશના લોક પણ ઘણા ખરા ભટકતી હાલતનાજ છે, અને જ્યાં ખોરાક મલે ત્યાં મુકામ કરતાં ફરે છે.

સ્વતંત્ર તાતારની રાજધાની **બુખારા** શેહેર છે. એનાં મુ૦ શેહેર–**સમરકંદ; ખીવ,** એ બંને વેપારમાં ઠેકાણાં; **તાસકંદ; ખોકાન; મર્વ.** મુ૦ નદીઓ-

**આમુ** અને **સીહુન***; એ બંને નદીઓ એરલ સરો-વરમાં ખાલી થાય છે. મુ૰ સરોવર–**કાસ્પિયન** અને **એરલ**; એ બંને સરોવરનાં પાણી ખારાં છે, તેથી એમને સમુદ્ર પણ કહેવામાં આવે છે.

ચીનાઈ તાતારમાં **યારકંદ** અને **કેશગર** નામનાં બે મુ૰ શેહેર છે. ને બંને વેપારનાં ઠેકાણાં છે. એમાં મુ૰ નદી **આમુર** અથવા **સગેલિઅન** નામની છે; તે આલટાઇ પર્વતમાંથી નિકલીને ઓકોટસ્કના સમુદ્રમાં ખાલી થાય છે. એનો મુ૰ પર્વત **આલટાઈ**. એ તાતાર અને રૂશિઆની વચે છે. મુ૰ સામુદ્રધુની-**તાતારની સામુદ્રધુની**, એ સગેલીઅન બેટ તથા તાતારની વચે છે, અને જાપાની સમુદ્રને તથા ઓકોટસ્કના સમુદ્રને જોડે છે; **કોરીઆની સામુદ્રધુની**, એ કોરીઆ અને જાપાનની વચે છે, અને તે જાપાની સમુદ્રને તથા પીલા સમુદ્રને જોડે છે. મુ૰ બેટ-**સગેલીઅન બેટ**.

## રૂશિઆ.

એ દેશને **સાઈબીરીઆ** પણ કહે છે. આખા એશિઆ ખંડમાં એ દેશ કદમાં સર્વેથી મોટો છે. એનો ઉત્તર તરફનો ભાગ ઘણો ખરો વેરાન છે. ત્યાં થંડી અને બરફ ઘણાં પડે છે; અને વસ્તી પણ ઘણી થોડી છે. એ દેશમાં રૂશિઆનું રાજ છે. રૂશિઆના રાજાને **ઝાર** કહે છે.

---

* એ નદીને **આક્ષસ** અથવા **સિરદર્યા** કરીને પણ કહે છે.

એ દેશની રાજધાની **તોબોલસ્ક** શેહેર ઓબી નદીપર છે. મુ૦ નદીઓ **ઓબી, એનીસી,** અને **લીના**; એ ત્રણે નદીઓ આલટાઇ પર્વતમાંથી નિકલીને ઉતર મહાસાગરને મલે છે. મુ૦ પર્વત **આલટાઈ પર્વત**, એ રૂશિઆ અને, તાતારની વચે છે; **યુરેલીઅન** પર્વત એ એશિઆનું રૂશિઆ અને યૂરોપનું રૂશિઆ એ બેની વચે છે. એ બંને પર્વતમાં સોના રૂપાંની ખાણ છે. મુ૦ અખાત, **ઓબીનુ અખાત**. તે ઉતર માહાસાગરમાં છે; **અનાદીરનું અખાત**, તે પાસિફિક મહાસાગરમાં છે. મુ૦ સરોવન-**બેકલ સરોવર**. મુ૦ ભૂશિર **પુર્વે ભૂશિર**, એ કામસ્કાટકાના દ્વિપકલ્પની દક્ષિને છે.

## જાપાન.

એ દેશના રાજાને **મીકાડો** કહે છે. લોક ઘણા કળાવાલા, હુનરમંદ અને ઉદ્યોગી છે. તેઓ બોધ ધર્મ પાલે છે.

જાપાન દેશ ચાર બેટ મલીને થયલો છે; તેમનાં નામ–**યેસો**; **નિફોન**; **સિકોક** અને **કિયૂસિયૂ**. એ દેશની રાજધાની **જેડો** અથવા **યેડો** શેહેર, નિફોન બેટમાં છે. એનાં મુ૦ શેહેર–**માચમય**, એ યેસો બેટમાં બંદર છે; **મિયાકો**; **ઓસાકા**,એ બંને શેહેર નિફોન બેટમાં છે; **નાગાસાકી** એ કિયૂસિયૂ બેટમાં બંદર છે. વેપારની મુ૦ જનસો–ચીનાઇ વાસણ તથા રોગાનદાર સામન અને રેશમી કાપડ.

# ચીન.

એ દેશ વસ્તીમાં બીજા બધા દેશો કરતાં મોટો છે. એમાં આસરે ૪૫ કરોડ માણસની વસ્તી છે. એવડી મોટી વસ્તી બીજા કોઈ એક દેશમાં નથી. એ દેશનાં લોકને **ચીના** કહે છે. તેઓ પણ જાપાનીઓની માફક ઘણા કલાવાલા, હુનરમંદ, અને ઉદ્યોગી છે. તેઓ પણ બૌધ ધર્મ પાલે છે. એ લોક ચા ઘણી પીએ છે. અફીણ પણ ઘણું ખાય છે, અને તે મુખ્ય કરી હિંદુસ્થાનથી તયાં જાય છે. દુન્યાં ઉપર ચાનો ફેલાવો ચીન દેશથીજ થયો છે, અને સઘલે ચા તયાંથીજ જતી હતી; પણ હાલ હિંદુસ્તાનનાં ઉત્તર ભાગમાં પણ ચા ઘણી થાય છે, અને તે પણ દેશાવરો ખાતે જાય છે. કોડીનાં રોગાનદાર વાસણ બનાવવાનો હુનર પણ પ્રથમ એજ દેશમાંથી નીકલ્યો હતો. છાપવાનો હુનર પણ એ દેશમાં અસલના વારાથીજ જણાયલો હતો. દારૂગોલો અને હોકાયંત્રની શોધ પણ પ્રથમ એજ દેશમાં થયલી કહેવાય છે. ચીનના રાજાને શાહાનશાહાનો એલકાબ છે. ચીન દેશની આસપાસ ઘણા કોસ સુધી લાંબી દેવાલ બાંધેલી છે.

એ દેશની રાજધાની **પેકીન** શેહેર. છે. એનાં મુ૦ શેહેર–**નાનકિન.** એ યાંગસિક્યાંગ નદી ઉપર વેપારનું મોટું ઠેકાનું છે; **શાંગહાય; હાંગચુ;** નિંગપો; **ફુચાઉ; આમોય; કનતાન,** એ મોટું બંદર છે. મુ૦ નદીઓ–**હોઆંગહો અને યાગસિકયાગ;** એ બંને નદીઓ તિબેટનાં પાહાડમાંથી નીકલી પીલા **સમુદ્રને મલે** છે મુ૦ **સામુદ્રધુની ફાર્મોસાની સામુદ્રધુની;** એ ચીન તથા

ફાર્મોસાની વચ્ચે છે, અને તે ચીનાઈ સમુદ્ર અને પાસિફિક-મહાસાગરને જોડે છે. મુ૦ બેટ—ફાર્મોસા; લુચુ; હે, નાન અને મકાઊ, એમાં પોરટુગીઝ રાજ છે. હાંગકાંગ, એમાં અંગરેજી રાજ છે. વેપારની મુ૦ જનસો ચાહ, ખાંડ, રેશમી કાપડ, માટીનાં રોગનદાર વાસણ વગેરે.

## તિબેટ.

એ દેશ હિંદુસ્તાનની ઉત્તરે આવેલો છે, અને વચ્ચે હિમાલય પર્વત છે. બૌધ ધર્મની ઉતપંતી એ દેશમાંથી થઈ હતી, અને તેનું મુખ્ય મથક એજ દેશમાં છે. બૌધ ધર્મના વડા ધર્મગુરૂને લામા કહે છે. તે લ્હાસા શેહેરમાં રહે છે. દુન્યાંમાંના બીજા હરકોઈ ધર્મ કરતાં બૌધ ધર્મ પાલનારા લોકની સંખ્યા મોટી છે. એ દેશના કેટલાક લોક ખેતી કરે છે, કટલાક હુનરની ચીજો બનાવે છે, અને કેટલાક ભટકતી હાલતના છે. એ દેશ ઉપર ચીનના શાહાન-શાહાનો અમલ છે.

એ દેશની રાજધાની લહાસા શેહેર, સામપુ નદીપર છે. મુ૦ શેહેર લાડક અથવા લેહ. એ દેશ હીંદુસ્તાનની ઉતરે આવેલો છે, અને એ બેની વચ્ચે હિમાલય પર્વત છે, તેથી તે પર્વત એ દેશમાં પણ આવેલો ગણાય છે. તેમજ સિંધુ અને બ્રહ્મપુત્ર નદીઓ પણ એ દેશમાંથી નિકલી હિંદુસ્તાનમાં આવે છે, તેથી એ નદીઓ એ દેશની નદીઓમાં પણ ગણાય છે. મુ૦ સરોવર—ટેંગ્રીનોર; પાલટી અને રાવણહ્રદ. વેપારની મું૦ જનસો, શાલ વગેરે બનાવવાંનું ઊંચી જાતનું ઉન.

## સિઆમ.

એ દેશ હિંદુસ્તાનની પશ્ચિમે છે. ત્યાંના લોક પણ બૌધ ધર્મ પાલે છે.

એ દેશની રાજધાની બાંકોક શેહેર, મીનામ નદીપર છે. મુ૰ અખાત–સિઆમનું આખાત. મુ૰ સંયોગીભૂમી–ક્રોની સંયોગીભુમિ. મુ૰ સામુદ્રધુની—મલાકાની સામુદ્રધુની, એ મલાયા અને સુમાત્રાની વચે છે.

એ દેશની દક્ષિણે એક મોટો દ્વીપકલ્પ છે, તે મલાયાનો દ્વીપકલ્પ કહેવાય છે. એમાં ત્રણ શેહેર—મલાકા; સીંગાપોર; અને પીનાંગ છે; પીનાગ અંગરેજ સરકારને તાબે છે. સીંગાપોર અને પીનાંગ એ બંને બેટા છે.

એ દેશની પૂર્વે અનામનો મુલક છે. તેની રાજધની સાયગોન નામે શેહેર છે. તેમાં ફ્રેન્ચ લોકનું રાજ છે. એમાં કેમબોજ નામે એક નદી છે, તે હીંદી મહાસાગરમાં ખાલી થાય છે.

## બ્રહ્મદેશ.

એ દેશ પણ હિંદુસ્તાનની પશ્ચિમે છે, અને ત્યાનાં લોક પણ બૌધ ધર્મ પાલે છે.

એ દેશનો કેટલોક ભાગ અંગરેજ સરકારને તાબે છે. તેની રાજધાની રંગુન શેહેર ઇરાવતી નદીને કાંઠે છે. તેનાં મુ૰ શેહેર પેગુ; આરાકાન અને આસામ છે; એ તરણે શેહેર એજ નામનાં પ્રાંતોમાં છે. અને મરતાબાન તથા મોલમેન એ બંને મારતાબાનના અખાતમાં બંદરો છે. મોલમેનથી સાગલી લાકડાં અતરે ઘણા અવે છે.

બાકીનો ભાગ બ્રહ્મદેશના રાજાને તાબે છે. તેની રાજધાની માંડલે શેહેર છે. મુ૰ શેહેર—આવા તથા અમરપુર. મુ૰ નદી–ઇરાવતી, તે બંગાલના ઉપસાગરમાં ખાલી થાય છે.

## પ્રકરણ ૬ ઠું

# યુરોપ ખંડ.

યુરોપ ખંડ એશિયા ખંડની પશ્ચિમે આવેલો છે. એ ખંડ કદમાં સર્વેથી નાનો છે પણ વિદ્યા, હુનર અને સુધારામાં સર્વેથી ચઢતો છે. એમાં વસનારા લોક યૂરોપ્યન કહેવાય છે. અને તેઓ સઘળા રંગે ગોરા હોય છે. ત્યાંની હવા થંડી હોવાથી લોકનો રંગ ગોરો હોય છે. એ આખા ખંડમાં થંડી હવા છે, તેમાં તેના દક્ષિણ ભાગકરતાં ઉત્તર ભાગમાં બહુ થંડી પડેછે. એ આખા ખંડમાં,એક તુરકસ્તાન સિવાય,સઘલે ખ્રિસ્તિ ધર્મ ચાલેછે તુરકસ્તાનમાં મૂસલમાની ધર્મ ચાલેછે. એ ખંડમાં સુતરાઉ રેશમી, તથા ઉનનું કાપડ, દરાખનો દારૂ, કાચ તથા કોરી કામ અને લોહોડાં વગેરેની ધાતુની બનાવટો થાયછે, અને તે આપણા દેશમાં ઘણી આવેછે. આપણા દેશમાંથી રૂ, સણ, તેલ કહાડવાનાં ઘણીક જાતના બીયાં ઘઉં વગેરેનો અનાજ અને બીજી કેટલીક પદાર્થો ત્યાં જાયછે. એ ખંડ અને આપણા દેશ વચ્ચે મોટી મોટી આગબોટો તથા વહાણો ફરેછે, અને તેમની મારફતે માલની તથા લોકોની આવજાવ થાય છે.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર; પશ્ચિમે આટલાનટિક મહાસાગર; દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર, આર્કિપેલેગો, મારમોરાનો સમુદ્ર, કાળો સમુદ્ર અને કાકેસસ પર્વત; અને પુર્વે કાસ્પિયન સમુદ્ર યૂરલ પર્વત અને યૂરલ નદી.

**સમુદ્ર**—શ્વેત સમુદ્ર, એ રૂશિયાની ઉત્તરે છે. બાલ્ટિક સમુદ્ર, એ રૂશિયા, પ્રુશિયા અને સ્વિડનની વચ્ચે છે. ઉત્તર સ-

મુદ્ર †, એ ઇંગ્લંડ, જર્મનિ અને ડેનમાર્કની વચે છે. **ભૂમધ્ય સમુદ્ર**, એ યૂરોપ અને આફ્રિકાની વચેછે. **એડ્રિએટિક સમુદ્ર**. એ ઇટલી અને તુર્કસ્તાનની વચે છે.

**આર્કિપેલેગો** અથવા ઇજિયનસી, એ ગ્રિસ અને એશિયાઇ તુર્કસ્તાનની વચે છે. **માર્મોરાનો સમુદ્ર**, એ યુરોપ્યન તુર્કસ્તાન અને એશિયાઈ તુર્કસ્તાનની વચે છે. **કાળો સમુદ્ર**. એ રૂશિયા અને એશિયાઇ તુર્કસ્તાનની વચે છે. **આઝોફ સમુદ્ર** એ રૂશિયાની દક્ષિણે છે.

**દેશો**— ગ્રેટબ્રિટન અને આયર્લાંડ, ફ્રાન્સ, સ્પેન, પોર્તુગલ, બેલજિયમ, હાલંડ, જર્મનિ, ડેન્માર્ક, સ્વીડન અને નાર્વે, યુરોપ્યન રૂશિયા, આસ્ત્રિઆ અને હંગરી, સ્વિતઝરલાંડ, ઇટલી યુરોપ્યન તુર્કસ્તાન, અને ગ્રિસ.

## ગ્રેટબ્રિટન અને આયર્લાંડ

ઇંગ્લાંદ અને સ્કાટલંડ મલીને ગ્રેટબ્રિટન કહેવાય છે. ઇંગ્લાંડના એક ભાગને વેલ્સ કહેછે. ગ્રેટબ્રિટનની પશ્ચિમે આયર્લાંડ બેટ છે. એ સર્વે ઉપર અંગ્રેજી રાજછે. અંગરેજી અમલ પૃથ્વીના બાજા ઘણા ભાગોપર તથા આપણા દેશમાં પણ ચાલે છે. હાલમાં મહારાણી વિક્ટોરિયા અમલ ચલાવે છે. તે ઘણી ભલી, દયાળુ, પરમારથી અને ઇનસાફી છે. તે હિંદુસ્તાનની શેહનશાહબાનુ કહેવાય છે.

## ઇંગ્લાંદ.

**મુ० શહેરો**—લંદન એ રાજધાનીનું શહેર ટેમ્સ નદી ઉપર છે. એ દુનિયામાં મોટામાં મોટું શહેર છે. લિવર્પૂલ

---

† એનું બીજુંનામ જર્મન સમુદ્ર છે.

એ મર્સી નદી ઉપર મોટું બંદર છે. માન્ચેસ્ટર એ સૂતર ને કાપડનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે. ન્યુકાસ્ટલ ટાઇન નદી ઉપર છે. એની પડોશમાં કોયલાની મોટી ખાણો છે, બર્મિંગહામ અને શેફીલ્દમાં છરીઓ વગેરે લોઢાનાં હથિઆરો, બને છે. લીડઝમાં ઊનની જણસો બનાવવાનાં કારખાનાં છે. નોટિંગહામમાં ફોર અને મોજાં સારાં વણાય છે. બ્રિસ્ટલ અને હલ એ બે મોટાં બંદર છે. ઓક્સફર્ડ અને કેમ્બ્રિજ યુનિવર્સિટિઓને માટે પ્રખ્યાત છે. પોર્ટસમથ અને પ્લિમથ એ ઇંગ્લાંદની નૌકાસૈન્યનાં સ્થળ છે. મુ૦ પર્વતો—ચિવિઅટ પહાડ એ ઇંગ્લાંદ અને સ્કાટલાંદની વચ્ચે છે. સ્કાફેલ અને સ્નોડન. મુ૦ નદીઓ—ટેમ્સ ઇંગ્લાંદની દક્ષિણે છે. તે જર્મન સમુદ્રને મળે છે. એને કાંઠે લંદન શહેર છે. સેવર્ન એ બ્રિસ્ટલ ચાનલને મળે છે. મર્સી એ આઇરિશ સમુદ્રને મળે છે. એને કાંઠે લિવર્પૂલ છે. ટાઇન, ટ્રેન્ટ, હુમ્બર, આઉસ, ડી, અને વાઈ. મુ૦ સરોવરો—ડર્વેન્ટ વાટર, અલ્સ્વૉટર, અને વિન્દમીર. મુ૦ બેટો—માન, આંગલ્સી, વાઈટ, જર્સી, ગર્નસી. મુ૦ ભૂશિરો—લાન્દસ એન્ડ, લિઝર્ડ, સ્ટાર્ટ, બીચીહેદ, સ્પર્નહેદ, ફ્લાંબરોહેદ. મુ૦ સામુદ્રધુનીઓ—મનાઈની સામુદ્રધુની એ કાર્નાર્વન અને આંગલ્સી બેટની વચ્ચે છે. દોવરની સામુદ્રધુની એ જર્મન સમુદ્ર અને ઇંગ્લિશ ચાનલને જોડે છે. મુ૦ અખાતો—સાલ્વેફર્થ, મોરીકાંબી, બ્રિસ્ટલચાનલ, કાદીગન, વાશ. વેલ્સનાં મુ૦ શહેરો—કાર્દિફ અને સ્વાન્સી એ બે મોટાં બંદરો છે, અને મર્થિર તિદ્‌વિલ એ મોઢામાં મોટું શહેર છે.

મિલ્ફર્ડહેવન બંદર એવું તો મોટું છે કે તેમાં સઘળું ઇંગ્રેજી નૌકાસૈન્ય સહી સલામત રહી શકે છે. વેપારની મુ૦ જનસો—કલાઇ, કોયલા, ઊન અને રૂનું કાપડ, લોઢાનો સામાન, કાચ, યંત્રો, કાગળ, ઇત્યાદિ.

## સ્કાટલાંદ.

મુ૦ શેહેરો—એદિનબરો એ રાજધાની. ગ્લાસગો એ વેપારી શેહેર છે. આબરદીન અને દંદીમાં સણનું કાપડ બને છે. ગ્રીનાક અને લીથ એ બે મોટાં બંદર છે. મુ૦ પર્વતો—બેન્નવિસ પર્વત એ ગ્રેટબ્રિટનમાં સર્વથી મોટામાં મોટો છે. સ્કાટ્લાંદનો ઉત્તર અને મધ્ય ભાગ બધો પહાડી છે. મુ૦ નદીઓ—ટીદ, ફોર્થ, ટે, દી, સ્પે, નેસ, એમાંની પહેલી છ નદીઓ સ્કાટલાંદની પૂર્વે સમુદ્રને મળે છે. મુ૦ સરોવરો—લાક લોમોન્દ, લાક શિન, લાક મારી. મુ૦ બેટો—આર્કની, શેટ્લાંદ, હેબ્રિદીસ. મુ૦ ભૂશિરો—દનેટહેદ, ગાલોવેનો મલ. મુ૦ અખાતો—ફોર્થ. ટે, મ્યુરે, ક્લૈદ, સોલ્વે, વગેરે.

## આયર્લાંદ.

મુ૦ શેહેરો—રાજધાની ડબ્લિન, લિફી નદી ઉપર છે. એની પાસે કિંગ્સટાઉન બંદર છે. બેલફાસ્ટમાં સણનું કાપડ સારૂં બને છે. વાટર્ફોર્ડ, કાર્ક, ક્વીન્સટાઉન, લિમરિક, અને લંડનડરી. મુ૦ પર્વતો— પૂર્વ કાંઠે મોર્ન અને વિક્લો પર્વત છે. મુ૦ નદીઓ—શેઇલ અને બાન એ ઉત્તરે વહે છે. બાઇન, લિફી, અને સ્લેના એ આઇરિશ સમુદ્રને મળે છે. સુઆર અને લી એ દક્ષિણ તરફ

સમુદ્રને મળે છે. આયર્લાંદમાં સૌથી મોટામાં મોટી નદી શાનન છે તે કેટલાંક સરોવરમાં થઇને પશ્ચિમ તરફ આટલાંટિક મહાસાગરને મળે છે. મુ૦ સરોવર—નિઆ, અર્ન, માસ્ક કારિબ, રી, દર્ગ, કિલાની, ઈત્યાદિ. મુ૦ બેટો—ઉત્તરે રાથલિન, પશ્ચિમે ક્લેરબેટ, આરામ, અને બાલેન્શિઆ, ઈત્યાદિ. મુ૦ ભુશિરો—કલીઅર, એ આયર્લાંદની દક્ષિણે એક બેટમાં છે. માલિન હેદ એ આયર્લાંદનું છેક ઉત્તર બિંદુ. પૂર્વમાં ફેરહેદ, ઈત્યાદિ. મુ૦ અખાત—ડોનિગલ, સ્લિગો ગાલવે, બેલફાસ્ટ, ફોઈલ, ઇત્યાદિ, બીજા ઘણા અખાત કાંઠાપર છે.

## ફ્રાન્સ.

મુ૦ શહેરો—પારિસ એ સીન નદી ઉપર છે. એ ફ્રાન્સની રાજધાની છે અને આખી દુનિયામાં સૌથી સુંદર શહેર છે. રૂએન, લાઈલ, ટુલુસ, નાનન્સ અને બોર્દો એમાં દ્રાક્ષનો દારૂ સારો થાય છે. માર્સેલ્સ અને તુલોન નામે બે મોટાં બંદર છે. લએોન્સ એમાં રેશમી વણાટનાં કારખાનાં છે. મુ૦ પર્વતો—પિરીનીઝ, ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. આલ્પ્સ ફ્રાન્સને ઇતાલિ તથા સ્વિતઝર્લાંદથી જુદો પાડે છે. મુ૦ નદીઓ—સીન એ ઇંગ્લિશ ચાનલને મળે છે. લુઆર અને ગારોન બિસ્કેના ઉપસાગરને મળે છે. ર્‍હોન એ લૈઓન્સ અખાતને મળે છે. મુ૦ બેટો—કાર્સિકા, હિરીઝ, અશાન્ટ, ઈત્યાદિ. મુ૦ ભુશિરો—લાહોગ અને બાફ્લુર એ ફ્રાન્સની ઉત્તરે છે. મુ૦ અખાતો તથા ઉપસાગરો—બિસ્કેનો ઉપસાગર એ ફ્રાન્સની પશ્ચિમે છે. લૈ-

ઓન્સ અખાત એ ફ્રાન્સની દક્ષિણે છે. વેપારની મુ૦ જન-સો—દ્રાક્ષનો દારૂ, રેશમી, સણનું અને ઊનનું કાપડ, કોર, કાચ, મેવા, આભૂષણ, ઈત્યાદિ.

## સ્પેન.

મુ૦ શેહરો—માદ્રિદ એ માંઝનરીઝ નદીને કાંઠે રાજધાનીછે. ટાલીડો એ ટેગસ નદી ઉપર છે. સાલામાંકામાં એક યુનિવર્સિટિછે. સારાગોસા એ ઇબ્રા નદીને કાંઠે છે. બાર્સીલોના, વાલેન્શિયા, કેડિઝ, કોરના વગેરે મોટાં બંદર છે. જિબ્રાલ્ટર એ જિબ્રાલ્ટરની સામુદ્રધુની ઉપર ઘણો મોટાકિલ્લો છે તે ઈંગ્રેજને તાબે છે. મુ૦ પર્વત—પિરીનીઝ એ ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. મુખ્ય નદીઓ—દુરો અનેને ટેગસ, આટલાંટિક મહાસાગરને મળે છે. ઈબ્રો ભૂમધ્ય સમુદ્ર મળેછે. મુ૦ બેટો—બીલીઆરી ટાપુઓ (માજોર્કા, મિનાર્કા, ઐવિઝા, અને ફાર્મેન્ટેરા) ભૂમધ્ય સમુદ્રમાં છે. આટલાંટિક મહાસાગરમ કાનેરી ટાપુઓ છે. મુ૦ સામુદ્રધુની—જિબ્રાલ્ટરની સામુદ્રધુની સ્પેન અને આફ્રિકાની વચ્ચે છે, ને તે આટ્લાંટિક મહાસાગરને અને ભૂમધ્ય સમુદ્રને જોડેછે. મુ૦ભુશિરો—ઓર્ટિગેલ, ફિનિસ્ટેર અને ટ્રાફાલગર. વેપારની મુ૦ જનસો—ધાન્ય, ઘોડા, તલવારનાં પાનાં, ચામડાં, રેશમ, ઉન, દ્રાક્ષનો દારૂ-બદામ, નારંગી, અને બીજો મેવો.. સ્પેનમાં ખનિજો પુષ્કળ છે.

## પોર્તુગાલ.

મુ૦ શેહેર—લિસ્બોન એ રાજધાની ટેગસ નદીના મુખ ઉપર છે. ઓપોર્ટો એ દુરો નદી ઉપર છે. એમાં દ્રાક્ષનો

દારૂ સારો થાયછે. કોઈમ્બ્રાંમાં યુનિવર્સિટિ છે. મુ૦ નદીઓ ડુરો અને ટેગસ એ બંને આટલાંટિક મહાસાગરને મળેછે. મુ૦ બેટો—આઝોર્સ, મદીરા, અને કેપવર્દ બેટ આટલાંટિક મહાસાગરમાં છે. મુ૦ ભુશિર—સેંટવિનસેંટ અને સાંતામેરીયા. વેપારની મુ૦ જનસો—દ્રાક્ષનો દારૂ, ઉન, બદામ, નારંગી અને બીજો મેવો, રેશમી કાપડ, ઇત્યાદિ.

## બેલ્જિયમ.

એ ફ્રાન્સની ઈશાન કોણમાં નાનો દેશ છે. મુ૦ શહેરો—બ્રસેલ્સ એ સેન્ન નદીને કાંઠે રાજધાની છે અને શેતરંજી વગેરેની વણાટને માટે પ્રખ્યાત છે. આન્ટવર્પ એ શેલ્ટ નદી ઉપર વેપારનું સ્થળ છે. માલીન્સ, ઘેન્ટ, લીએજ અને ઓસ્તેન્દ. મુ૦ નદીઓ—મ્યુસ અને શેલ્ટ એ બંને જર્મન સાગરને મળે છે. વેપારનો મુ૦ જનસો—કોર, કોયલા અને લોઢું.

## હોલાંદ અથવા નેધર્લાંદ.

એ નાનું રાજ્ય બેલ્જિયમની ઉત્તરે છે.

મુ૦ શેહેરો—આમસ્ટાર્દામ એ વાઇ નદી ઉપર રાજધાની છે, અને મોટા વેપારનું સ્થળ છે. રોટર્દામ મ્યુસ નદી ઉપર વેપારની જગ્યા છે. હેગ અને લેડન. મુ૦ નદીઓ—મ્યુસ -હાઈન., અને શેલ્ટ એ ત્રણે જર્મન સમુદ્રને મળે છે. મુ૦ બેટો—વાલકેરન અને ટેક્સલ, હોલાંદના રહેવાશીઓને આપણા લોક વલંદા કહે છે. ઇંગ્રેજીમાં તેમને ડચ કહે છે. વેપારની મુ૦ જનસો—ઢોર અને દરિયાઈ માછલી.

## જર્મની.

જર્મની દેશ એકથી વધારે સંસ્થાનો તથા રાજ્યો મળીને થયલો છે. તેઓમાં મુખ્ય સંસ્થાન **પ્રશિયા, સાકસનિ, બાવેરિયા,** અને **વૈંટમ્બર્ગ** છે. એઓમાં સર્વેથી વડું પ્રશિયા છે. એ સીવાય બીજા કેટલાંક નાનાં સંસ્થાનો છે.

**મુ૦ શેહેરો**—ડાન્ટઝિગ, વિસ્ટુલા નદીના મુખ આગળ છે. એ અનાજના વેપારનું મોટું ઠેકાણું છે. **બ્રેસ્લા, ફ્રાન્કફોર્ટ,** અને **સ્ટેટિન** ઓદર નદી ઉપર. **બર્લિન,** સ્પ્રી નદીને કાંઠે જર્મનીની રાજધાની છે, **દ્રસ્દન,** સાકસનિની રાજધાની છે; **હામબર્ગ** એલ્બ નદી ઉપર મોટા વેપારનું ઠેકાણું છે. **બ્રેમેન** વીસર નદીને કાંઠે છે. **ફ્રાન્કફોર્ટ** મેઈન નદીને કાંઠે. **મ્યુનિચ** બાવેરિઆની રાજધાની. **મુ૦ નદીઓ**—**વિસ્ટુલા** અને **ઓદર** એ બંને બાલટિક સમુદ્રને મળે છે. **એલ્બ, વીસર,** અને **ર્‌હાઈન** એ ત્રણ નદીઓ ઉત્તર સમુદ્ર ( જર્મન સાગર ) ને મળે છે. મોટી **દાન્યુબ** નદી જર્મનિની દક્ષિણે વર્ટેમ્બર્ગ અને બાવેરિઆ સંસ્થાનોમાં થઇ આસ્ત્રિઆમાં જાય છે. **વેપારની મુ૦ જનસો**—ઉનનું તથા રેશમી કાપડ, કોડીનાં વાસણ, રમકડાં વગેરે.

## દેન્માર્ક.

**મુ૦ શેહેર**—**કોપન્હેગન,** એ રાજધાની ઝીલાંદ બેટમાં છે. **એલસિનોર** પણ ઝીલાંદમાં છે. **મુ૦ બેટો**—**ઝીલાંદ, ફ્યુનેન, ઐસલાંદ. મુ૦ સામુદ્રિધુનિઓ**—**સૌન્દ,** એ સ્વીદન અને ઝીલાન્દની વચ્ચે છે. **કાટીગાટ** એ જત્લાંદ અને સ્વીદનની વચ્ચે છે. **સ્કાગરાક** એ જતલાંદ અને નાર્વેની

વચ્ચે છે. મુ૦ અખાત—લિમ્ફ્યોર્દ જતલાદમાં છે. વેપારની મુ૦ જનસો—ઢોર અને ધાન્ય.

## સ્વીદન અને નાર્વે.

સ્વીદન અને નાર્વેને સ્કાંદિનેવિઆ પણ કહે છે. એ બંને દેશો મળી એક રાજ્ય થયેલું છે.

## સ્વીદન.

મુ૦ શેહેર— સ્ટાકહોમ, એ રાજધાની, મીલર સરોવર અને બાલ્તિક સમુદ્રના સંગમ ઉપર; અપ્સલા અને ગોટબર્ગ. મુખ્ય સરોવર— વેનર, વેટર, અને મીલર. મુખ્ય ટાપુઓ— ગોથલાંદ અને ઓલાંદ.

## નાર્વે

મુ૦ શેહેરો— ક્રિસ્તિઆના એ રાજધાની છે. બર્ગન એ વેપારનું સ્થળ છે. નાર્વેની ઉત્તરે હામર્ફેસ્ટ નામે શહેર યૂરોપ ખંડમાં સર્વેથી ઉત્તરમાં છે. એમાં ઉનાલામાં બે માસ સૂધી સૂર્ય આથમતોજ નથી. મુ૦ બેટ—મ ઇરો અને લોફોદન સમૂહ મુ૦ ભૂશિરો— નોર્દકિન એ યુરોપ ખંડનું છેક ઉતર બિંદુ છે. ઉત્તર ભુશીર અને નાજ ભુશીર સ્વીદન તથા નાર્વેની વેપારની મુ૦ જનસ લોઢું છે. સ્વીદનની લોઢાની ખાણો આખી દુનિયામાં પ્રસિદ્ધ છે.

## રૂશિઆ

પોલાંડ નામે પહેલાં સ્વતંત્ર રાજ્ય હતું તેઓમાં આવેલું છે. મુ૦ શેહેરો—સેંતપીતર્સબર્ગ, એ હાલની રાજધાની

નીવા નદી ઉપર છે. **મોસ્કો** એ મોસ્કવા નદી ઉપર છે. એ રૂશિઆની જુની રાજધાની છે. **વાર્સા** એ પોલાંદની રાજધાની વિશ્ચુલા નદી ઉપર છે. **આસ્ત્રાખાન,** એ વોલ્ગા નદી ઉપર બંદર છે. **ઓદેસ્સા** એ કાળા સમુદ્રના કાંઠા ઉપર બંદર છે; અને **સેબાસ્તપોલ** એ ક્રિમીઆ દ્વીપકલ્પને કાંઠે નૌકાસૈન્યનું સ્થળ છે. **મુ૦ પર્વત—કાકેસસ,** એ યુરોપમાં ઊંચામાં ઊંચા પર્વત છે. અને **યુરલ** પર્વત. **મુ૦ નદીઓ—દ્વીના** એ શ્વેત સમુદ્રને મળેછે. **વિશ્ચુલા** બાલટિક સમુદ્રને મળેછે. **નિપર** એ કાળા સમુદ્રને મળેછે. **ડોન** એ આઝોફ્ સમુદ્રને મળેછે. **વોલ્ગા** અને **યૂરલ** એ બંને નદીઓ કાસ્પિઅન સમુદ્રને મળેછે. **મુ૦ બેટ—સ્પિટ્સ્બર્ગન** અને **નોવાઝેમ્બ્લા,** એ ઉતર મહાસાગરમાં છે. **મુ૦ સરોવરો— લાદોગા, ઓનિગર, ઈલ્મેન્** ઈત્યાદિ. યુરોપમાં મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર લાદોગા છે; અને કાસ્પિઅન સમુદ્ર આખી દુનિયામાં મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે. **મુ૦ સામુદ્રધુની— કર્ટ્ક** એ આઝોફ્ સમુદ્ર અને કાળા સમુદ્રને જોડે છે. **મુ૦ અખાત— આર્ખેંજલ, ઓનીગા. બોથ્નિઆ, ફિન્લાંદ,** અને **પેરીકાપ. રૂશ** લોક યુરોપની બીજી પ્રજા જેટલા સુધરેલા નથી. એ દેશ ઉપર અધિકાર ચલાવનાર પાદશાહને ઝાર કહેછે, અને એની ઈચ્છા પ્રમાણે ધારા બાંધવા વગેરેનું સઘળું કામ ચાલેછે. વેપારની મુ૦ જનસો—અનાજ, લાકડાં, ચરબી. તેલ. ઉન, ચામડાં વગેરે.

## આસ્ત્રિઆ અને હંગરી.

આસ્ત્રિઆ અને હંગરી એ બંને દેશો મળીને એક મોટું રાજ્ય થયેલું છે. આસ્ત્રિઆની પૂર્વે હંગરિ છે.

મુ૦ શેહેર—**વિએના**, એ રાજધાની દાન્યુબ નદી ઉપર છે. **પ્રેસ્બર્ગ, બ્યુડા**, અને **પેસ્થ** પણ દાન્યુબ નદી ઉપર છે. **પેસ્થ** એ હંગરિની રાજધાની છે. **પ્રેગ** એ બોહિમિઆ પ્રાંતની રાજધાની છે. **ત્રિએસ્ત** એ આદ્રિઆટિક સમુદ્રને કિનારે મોટું બંદર છે. મુ૦ નદીઓ—**દાન્યુબ** એ જર્મનિમાંથી નીકળી આસ્ત્રિઆમાં જાય છે. **ઇન્ન, ડ્રેવ, થીસ, સેવ**, ઇત્યાદિ નદીઓ દાન્યુબને મળેછે. **વેપારની મુ૦ જનસો**—લાકડાં, ઊન; લોઢાનો સામાન, હથિઆર, યંત્રો, વગેરે.

## સ્વિતઝર્લાંદ.

યુરોપના સઘળા દેશો કરતાં એ દેશ વધારે પહાડી છે. એમાં આલ્પ્સ પર્વતની ત્રણ મોટી હાર છે. આલ્પ્સ પર્વતનું **મોંબ્લાં** નામે ઊંચામાં ઊંચું શિખર છે.

મુ૦ શેહેરો—**જિનીવા** એ ર્‌હોન નદીઉપર છે. અહિં એ નદી જિનીવા સરોવરમાંથી નીકળે છે. એ શહેરમાં ઘડિઆળ અને ઘરેણાં સારાં બને છે. **બેસલ** ર્‌હાઈન નદી ઉપર, રેશમના વેપારને માટે પ્રસિદ્ધ છે. **બર્ન** એ આર નદી ઉપર રાજધાની છે. **ઝુરિચમાં** યુનિવર્સિટિ છે. **મુ૦ નદીઓ**—ર્‌હાઈન અને ર્‌હોન. **મુ૦ સરોવરો**—કોન્સ્ટન્સ અને જિનીવા. **વેપારની મુ૦ જનસો**—રેશમ, ઘડિઆળ, ભરતકામ ઇત્યાદિ.

## ઇતાલિ.

મુ૦ શાહેરો—**રોમ**, એ રાજધાની તેબર નદીને કાંઠે છે. આખી દુનિયામાં પ્રસિદ્ધિને પામેલાં શહેરોમાંનું એ એક છે.

રોમન કાથલિક ધર્મનો વડો ધર્મ ગુરૂ જે પોપ કહેવાય છે તે એ શેહેરમાં રહે છે. નેપલ્સ અને મિલાન. પાલર્મો એ સિસિલિ બેટની રાજધાની છે. ટયુનિસ એ પે નદીને કાંઠે છે. ફ્લોરેન્સ આર્નો નદી ઉપર તસ્કનિ પ્રાંતની રાજધાની છે. લેગહોર્ન જીનોઆ, વેનિસ અને બ્રિન્દિસિ એ બંદરો છે. મુ૦ પર્વતો–આલ્પ્સ અને આપીનૈન્સ. વિસુવિયસ અને એટના એ બે જવાળામુખી પર્વત છે. મુ૦નદીઓ–પો અને આદિજ, એ બંને આદ્રિઆતિક સમુદ્રને મળે છે. આર્નો અને તૈબર એ બંને ભૂમધ્ય સમુદ્રને મળે છે. મુ૦ બેટો—સિસિલિ, એ બેટ ઇટાલીની દક્ષિણે છે. ભૂમધ્ય સમુદ્રમાં એ મોટામાં મોટો બેટ છે. સાર્દિનિઆ, એલ્બા, ઇત્યાદિ. સસિલિની દક્ષિણે માલ્તા અને ગોઝો ઇંગ્રેજના તાબામાં છે. મુ૦ સરોવરો—ગાર્દા, કોમો, અને માજિઓરી. મુ૦ભૂશિરો—સ્પાર્તિવેન્તો, ઇતાલિની દક્ષિણે અને પાસ્સારો, સિસિલિની દક્ષિણે છે. મુ૦ સામુદ્રધુની—ઓત્રાન્તો ઇતાલિ અને તુર્કસ્તાનની વચ્ચે છે. મેસિનાની સામુદ્રધુની ઇતાલિ અને સિસિલિની વચ્ચે છે. બોનિફેશિઓની સામુદ્રધુની સાર્દિનિઆ અને કોર્સિકાની વચ્ચે છે. મુ૦ અખાત—વેનિસ અખાત, તારન્તો અખાત, અને જીનોઆ અખાત. વેપારની મુ૦ જનસો—મેવો, દારૂ, રેશમ, ગંધક, આરસ ઇત્યાદિ છે.

## તુર્કસ્તાન.

એ દેશ ઊપર રાજ કરનાર મુસલમાન રાજાને સુલતાન કહે છે. એના ૮ ભાગ કે રાજ્ય કરેલા છે. વળી દાન્યુબ નદીની દક્ષિણે રોમાનિઆ, રોમનિઆની નૈરૂત્ય કોણમાં સરવી

આ, અને સરવિઆની દક્ષિણે મોંતીનિગ્રા એ ત્રણ સંરાથન લગભગ સ્વતંત્ર છે. **મુ૦ શેહેરો**—**કોન્સ્તાન્તિનોપલ** અ-થવા **ઈસ્તંબુલ** એ રાજધાની **આદ્રિઆનોપલ**, એ વેપારનું સ્થળ છે; **બુચરેસ્ત** એ રોમાનિઆ પ્રાંતની રાજધાની છે; **બેલગ્રેદ** એ સેવ અને દાન્યુબ નદીઓના સંગમ ઉપર સર્વિઆ પ્રાંતની રાજધાની છે; **સાલોનિકિ**, એ એજ નામે અખાત ઉપર બંદર છે; અને **ગાલ્લિપોલિ** એ દાર્દનલ્સ ઉપર બંદર છે. **મુ૦ પ-ર્વતો** **કાર્પેથિઅન** પર્વત તુર્કસ્તાન અને હંગરિને જુદા પાડેછે. **બાલ્કન** અને **ઓલિમ્પસ**. **મુ૦ નદીઓ**—**દાન્યુબ**, એ નદી આસ્ત્રિઆ અને હંગરિમાં થઇને તુર્કસ્તાનમાં વહી કાળા સમુદ્રને મળેછે. **સેવ અને પ્રુથ** એ બે દાન્યુબને મળનારી નદીઓ છે. **મુ૦ બેટો**—**ક્રીત** અને **લેમનોસ**. **મુ૦ સા-મુદ્રધુનીઓ**—**દાર્દનલ્સ** (અથવા હેલેસ્પોંટ ) એ આર્કિપેલોગો અને માર્મોરા સમદ્રને જોડેછે; અને **બાસફૂરસ** માર્મોરા સમુદ્ર અને કાળા સમુદ્રને જોડેછે. **મુ૦ અખાત**—**સાલોનિકા**. **વેપારની મુ૦ જનસો**—ઉન, મેવો, ગુલાબનું અત્તર, રેશમ ચામડાં, તમાકુ, ઇત્યાદિ.

## ગ્રીસ.

**મુ૦ શેહેરો**—**આથન્સ** એ રાજધાની ; **કોરીંથ** એ કો-રીંથની સંયોગી ભૂમિની પાસે છે. **સ્પાર્ટા** અને **કોરફુ**. **મુ૦ બેટો**—**આર્યોનયન બેટો** **મુ૦ ભૂશીર**—**માતાપાન**. **મુ૦ સંયો-ગી ભૂમિ**—કોરીંથની સંયોગીભૂમિ એ ઉત્તર ગ્રીસ અને મોરીઆને જોડે છે. **મુ૦ અખાત**—**પત્રાસ**, **લીપાંતો** અને **ઈજીના**. વેપારની મુ૦ જનસો—તેલ, સીસું વગેરે.

## પ્રકરણ ૭

# આફ્રિકાખંડ.

એ એક મોટો દ્વીપકલ્પછે; એની ઉત્તરે; ભૂમધ્યસમુદ્ર તથા તેની પેલીમેર યુરોપખંડછે. તેની પશ્ચિમે, આટલાન્ટિક મહાસાગર; તથા દક્ષિણે દક્ષિણમહાસાગર છે; અને પૂર્વે હિંદી-મહાસાગર, લાલસમુદ્ર, અને એની તથા એશિયાની વચ્ચે સ્વેઝની સંયોગી ભૂમિછે. આફ્રિકાની ઊત્તર તરફના લોકો ઘણું કરીને મુસલમાન છે. હબશી દેશમાં કંઇક ઇસ્રાઈલનો તથા ખ્રિસ્તિ ધર્મછે. પશ્ચિમ તરફના લોકો રંગે કાળા તથા જાડા હોઠના, તથા ઉન સરખા નિમાળાવાળા સિદીછે. તેમના રાજ્યમાં કશો બંદોબસ્ત નથી અને સઘળે ઠેકાણે બખેડા તથા તોફાન ઘણુંહોયછે. તેઓ ઘણું કરીને અથવા મૂર્તિના પુંજારા છે.

### આફ્રિકાખંડ માંહેલા દેશ.

૧ ઇજીપ્ત અથવા મિસરદેશ.
૨ બાર્બરી સંસ્થાનો.
૩. પશ્ચિમ આફ્રિકા.
૪. દક્ષિણ આફ્રિકા.
૫. પૂર્વ આફ્રિકા.
૬. આબિસિનિયા.
૭. ન્યુબિયા.
૮. મધ્ય આફ્રિકા.

### ઈજીપ્ત દેશ.

**એના ત્રણ પ્રાંત કરેલાછે.**–ઉપલું ઈજીપ્ત, મધ્ય ઈજીપ્ત, અને હેઠલું ઇજીપ્ત. **મુ૦ શેહેર**—**કેરો**,એ નીલ નદી ઉપર છે; તથા એ આખા ઇજીપ્તની રાજધાની છે. **આલેકઝાંદ્રીયા**—એ ભૂમધ્યસમુદ્રના કાંઠા ઉપર એક મોટું બંદર છે. સ્વેઝ, એ લાલ સમુદ્ર ઉપર મોટું બંદર છે. **મુ૦ નદીઓ**—નીલ નદી,

એ આબીસિનિયાના પહાડોમાંથી નિકળીને આગળ ભૂમસધ્ય-મુદ્રને મળે છે. ઈજીપ્તદેશમાં વરસાદ થોડો આવેછે,પણ એ નદીમાં વરસોવરસ પૂર આવે છે, તેણે કરીને ખેતીનુ કામ થાય છે. **મુ૦ સંયોગીભૂમીઓ**—સ્વેઝની સંયોગીભૂમી, જ્યાં હાલ નેહેર બાંધી છે.ઈજીપ્તદેશ પેહેલાં ઘણો નામીચો હતો,તેમાં ઘણાં રાજ્યોની ઉથળ પાથળ થઇને હાલમાં તે તુર્કીલોકોને તાબે છે. **વેપારનીમુ૦ જણસો**—ધાન્ય, તમાકુ, રૂ, કપાસ વગેરે.

## બાબરી સંસ્થાનો.

એમાં ચાર સંસ્થાનછે. ત્રીપોલી, ટયુનીસ, આલજીઅર્સ અને મોરાક્કો. **મુ૦ શેહેરો**—ત્રીપોલી એ ત્રીપોલીનું મુખ્ય શેહેર. ટયુનિસ એ ટયુનિસનું મુખ્ય શેહેર. **આલજીઅર્સ**— એ આલજીઅર્સ પ્રાંતનું મુખ્યશેહેર. મોરાક્કો એ મોરાક્કોનું મુખ્યશેહેર. **મુ૦ પર્વત—આટલાસ પર્વત, મુ૦ આખાત— શીદ્રા** અને **કેબીઝ. મ૦ ભુશીર— બોન અનેસ્પાર્ટલ. વેપારની મુ૦ જનસો**— ચામડાં, રૂપુ, તાંબુ, ધાન્ય, તમાકુ સેરડી, ઈત્યાદી.

## પશ્ચીમ આફ્રીકા.

એમાં ત્રણ પ્રાંતછે. સેનિગામબિઆ.ઉત્તર ગિની, અને દક્ષિણ ગિની; **મુ૦ શેહેર— ફ્રીટાઉન** ઉત્યાદી. **મુ૦ પર્વત**—કોંગ અને **કાલબોંગો પર્વત. મુ૦ નદીઓ—નૈજર**, એ કોંગ પર્વતમાંથી નીકળીને ગિનીના અખાતને મળે છે. **સેનિગાલ** અને **ગ્યામ્બિઆ,** એ પણ કોંગપર્વતમાંથી નિસરીને આટલાન્ટિક મહાસાગરને મળે છે. **મુ૦ આખાત ગીનીનું અખાત. મુ૦ ભુશીર—લોપઝે** અને **કેપવર્ડ. વેપારની મુ૦જનસો**--સોનાની માટી, **હાથીદાંત, અબનસ, શાહમૃગનાં પીછાં,** કસ્તુરી વગેરે.

## દક્ષિણ આફ્રીકા.

એમાં ચાર પ્રાંત છે. કેપ કાલાની, નેટલ, ફ્રેરયા અને બેચુઆના. મુ૦ શેહેર— કેપટાઉન અને ગ્રેહમટાઉન, એ કેપ કાલોનીમાં છે. નેટલમાં પોર્ટ નેટલ. મુ૦ નદી—આરેંજ, એ આટલાન્ટિક મહાસાગરને મળેછે. મુ૦ ભુશીર—કેપ આવ-ગુડહોપ. વેપારની મુ૦ જનસો.—ધાન્ય, મેવા અને દ્રાક્ષનો દારૂ.

## પૂર્વ આફ્રિકા.

એમાં ચાર પ્રાંતો છે. સોફાલા, મોઝંબિક જંગબાર અને એજાન. મુ૦ શેહેર— સોફલા, મોઝંબિક, અને મોંબસ. એ સિવાય બબેલમાંડબની સામુદ્રધુની આગળ ઝૈલા બંદરછે. મુ૦ પર્વત—લુપાટા પર્વત. મુ૦ નદી—ઝાબેઝી એ હિંદીમહાસાગર ને મળેછે. મુ૦ સામુદ્રધુની—મોઝાંબિકની, એ મોઝાંબિક અને માદાગાસ્કરની વચેછે. મુ૦ ભૂશિર—ગ્વાર્ડફુઈ એ આફ્રિકાનો છેક પૂર્વબિંદુ છે. મુ૦ બેટ— જંગબાર. એ શિવાય પૂર્વતરફ હિંદીમહાસાગરમાં માદાગાસ્કર, મોરિશિયસ, અને બુરબો વગેરે બેટો છે.

## આબિસિનિયા.

મુ૦ શેહેર— ગોંડર, અને માસુઆ. મુ૦ પર્વત—આબિસિનયાનો પર્વત. મુ૦ નદી—બ્લુ નદી. અને ટાકાઝે નદી. મુ૦ સરોવર—ડેંબિયા. વેપારની મુ૦ જનસો ધાન્ય અને મેવો.

## ન્યૂબિયા.

એમાં ત્રણ પ્રાંત છે. ન્યબિયા, દેંગોલા, અને સેનાર. મુ૦ શેહર.—સેનાર, બ્લૂ નદી ઉપર ; અને શેંડી નીલ નદી ઉપર છે. મુ૦ નદી—બ્લૂ નદી, નીલ અને આટાબુરી.

### મધ્ય આફ્રિકા.

એના ત્રણ ભાગ છે. સહરા અથવા રેતીનું મેદાન. સોડાન અને દક્ષિણ તરફનું ઉજ્જડ મેદાન. મુ૦ શેહેર—સેગોતે નૈજર નદીપર. ટિંબકતુ અને કોબી. મુ૦ પર્વત—ચંદ્રપર્વત. મુખ્ય નદી નૈઝર.

### આફ્રિકાને લગતા બેટો.

મદેરા બેટ—એમાં દ્રાક્ષનો દારૂ સારો થાય છે. કાનેદી બેટ,—એમાં મુખ્ય ટિનેરિફ છે, તેમાં એક મોટો જ્વાળામુખી પહાડ છે. ફર્નાન્ડોપો, સેન્ટહેલીના, માદાગાસ્કર બુર્બો, મોરીશિયસ, કોમોરો બેટો, અને સકોટા બેટ.

## પ્રકરણ ૮

# અમેરિકા ખંડ.

અમેરિકા ખંડની પશ્ચિમ સીમાએ પાસિફિક મહાસાગર છે, પુર્વે આત્લાંતિક, ઉત્તરે ઉત્તર મહાસાગર, અને દક્ષિણે દક્ષિણ મહાસાગર. આમેરિકાના વાયવ્ય કોણની પાસે એશિયાખંડ છે. એ ખંડોની વચ્ચે બેહરિંગ નામે સામુદ્રધુની છે. અમેરિકાના બે ભાગ કરાય; ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા. પાનામાની સંયોગીભૂમિથી એ બે સંધાયલા છે. પૂર્વે અમેરિકામાં ઈન્દિઅન લોક વસતા; પણ ઈ. સ. ૧૪૯૨ માં કોલમ્બસને એ ખંડ જડેયો ત્યાર પછી યુરોપથી એમાં વસવા આવનારી વધતી સંખ્યાએ કરીને એ જુની પ્રજા નાશ પામી છે. કાનેદામાં અને યુનૈતે સ્તૈતસમાં વસેલા યુરોપીયન લોક ઘણું કરીને ઇંગ્રેજી ભાષા બોલે છે, અને અમેરિકાના બાકી

નાં ભાગમાં જઈ વસેલા લોક ઘણું કરીને સ્પેન કે પોર્તુગાલની બોલી બોલે છે.

## ઉત્તર અમેરિકા.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર; પશ્ચિમે બેહરિંગની સામુદ્રધુની અને પાસિફિક મહાસાગર; દક્ષિણે પાસિફિક મહાસાગર અને પાનામાની સંયોગીભૂમિ; દક્ષિણ પૂર્વે કારિબિયન સમુદ્ર, મેક્સિકો અખાત, તથા આત્લાંતિક મહાસાગર. **દેશો**—**કાનેદા ઈલાકો. યુનેટેડ સ્તેત્સ, મેક્સિકો, અને મધ્ય અમેરિકા. મુ૦ પર્વત**—**શકી** પર્વત, ઉત્તર અમેરિકામાં ઉત્તરથી દક્ષિણ દિશાએ પડેલો છે. **મુ૦ સમુદ્ર**—ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે **કારિબિયન** સમુદ્ર.

## કાનેદા ઈલકો.

એમાં સાત પ્રાંત છે—**આન્તારિઓ**, **કિવબેક**, **નોવાસ્કોશિઆ**, **ન્યુબ્રન્સ્વિક**, **માનિતોબા**, **બ્રિટિશ કોલમ્બિયા**, અને **પ્રિન્સએડર્ડ બેટ**. **મુ૦ શેહેર**—ઓતાવા નદીને કાંઠે **ઓતાવા** શહેર છે; ઓતાવા અને સેંત લારેન્સ નદીઓના સંગમપર **માંત્રિયાળ** તથા સેન્ત લારેન્સ નદીને કાંઠે **કિવબેક** શહેર છે. **સેંતજાન**, **હાલિફાક્સ** અને તોરાંતો. **મુ૦ પર્વત**—**રાકી** પર્વત ઉત્તરમહાસાગરથી માંડીને યુનૈતેદ સ્તેત્સની સરહદ સુધી કાનેદાં ઇલાકાને પશ્ચિમ ભાગે આવેલો છે. **મુ૦ નદીઓ**—**સેંતલારેન્સ** આત્લાન્તિકને મળે છે; **માકેનજી**, ઉત્તર મહાસાગરને મળે છે. **મુ૦ સરોવર**—**સુપીરીઆર**, **હુરોન**, **એરી**- અને **આંતારિઓ**.

**મુખ્ય ઉપસાગરો** અને **અખાત-બફીન** ઉપસાગર ગ્રીન-લાંદની પશ્ચિમે છે; **હડસન** ઉપસાગર કાનેદા ઈલાકાની ઉત્તરે છે; **ફુન્દી** ઉપસાગર, ન્યુબ્રન્સ્વિક તથા નોવાસ્કોશિઆની વચ્ચે છે. **સેન્તલારેન્સ** અખાત, કાનદા ઇલાકાની અને ન્યુફ્રોન્દલાંદ બેટની વચ્ચે છે. **મુ૦ સામુદ્રધુનીઓ-બેલીએલ,** ન્યુફ્રોન્દલાંદ બેટ અને લાબ્રદોરની વચ્ચે છે; **દેવિસ** એ બાફિન અને આત્લાંતિકને સાંધે છે; **બારો** તથા **સ્મિથ** એ બે બાફિન અને ઉત્તર ભણીના દરિયાને જોડે છે; **હદસન** આત્લાંતિક અને હદ્દસન ઉપસાગરને સાંધે છે. **મુ૦ ભૂશિર-ચદલી** અને **સેબલ. મુ૦ દ્વીપકલ્પ-નોવાસ્કોશિઆ** એ કાનેદા ઇલાકાની અગ્નિકોણમાં છે. **મુ૦ બેટો-પ્રિન્સએદ્વર્દ** બેટ, **બાનકુવર** બેટ **આંતિકાસ્તિ અને કેપ બ્રિતન. મુ૦ વેપારની જનસો**-અનાજ માછલાં, અને ચામડાં, બ્રિટિશ કોલમ્બિયામાં સોનું ખાણો છે.

## યુનૈતેદ સ્તેત્સ.

દુનિયાનાં મોટાંમાં મોટાં રાજ્યોની પંક્તિમાં આ પ્રજાસત્તાક રાજ્ય ગણાય છે. એમાં હાલ ૩૭ સંસ્થાનો છે. **મુ૦ શહેરો-વાશિંગતન** એ રાજધાની પોતોમાક નદી ઉપર છે; **ન્યુયાર્ક; બ્રુકલિન; ફિલાદેલફિયા;** મિસૂરી નદીને તીરે **સેંત લુઇસ;** મિચીગાન સરોવરને કાંઠે **ચિકાગો; બાલ્તિમોર; બોસ્તન;** મિસીસીપી નદીપર **ન્યુ આર્લિયન્સ;** કાલીફોર્નિયામાં **સાન ફ્રાન્સિસ્કો; મુ૦ પર્વતો-રાકી** પર્વત અને **અલીગાની** પહાડ. **મુ૦ નદીઓ-મિસિસીપી** એ સુપરીઆર સરોવરમાંથી નીકલે છે. રાકી પર્વતમાં ઉત્પન્ન થનારી **મિસૂરી** નદી, અલીગાની પહાડમાંથી નીકળનારી **ઓહિઓ** નદી, રિ-

ઓ ગ્રાંદ દલ નાર્ત્ત નદી રાકી પર્વતમાંથી નીકલે છે. રિઓ કોલોરાદો એ કાલિફાનિયાના અખતને મળે છે; હડસન નદી, દેલાવેર નદી સ્કેહાના નદી, કનેટિકત નદી, ઇત્યાદિ. મુ૦ સરોવરો–મીચીગાન, અને સાહત. મુ૦ ઉપસાગરો–દેલાવેર અને ચેસાપીક. મુ૦ ભૂશિરો–કાદ, હાતેરાસ, સેબલ, તથા ફ્લાતરી. મુ૦ દ્વીપકલ્પો—ફ્લારિદા; અને આલિયાસ્કા. મુ૦ બેટો—લાંગ બેટ અને આલુશિયન, મુ૦ વેપારની જનસો—રૂ, તમાકુ, ચોખા વગેરે વર્જિનિયા પ્રાંતનો તમાકુ અને જારજિયા તથા કારોલૈના પ્રાંતોના ચોખા વખાણવા જોગ ગણાય છે. કાલિફાનિયાની અને તેની પાસેનાં સંસ્થાનાની જમીનમાંથી સોનું પુષ્કળ નીકળે છે, અને ઘણાં ખરાં સંસ્થાનોમાં કોયલા, લોઢું, ઇત્યાદિ જડે છે.

## મેક્સિકો.

એ પ્રજાશત્તાક રાજમાં ૨૭ સંસ્થાનો છે. મુ૦ શેહેરો મેક્સિકો, એ રાજધાની છે; વેરાક્રુથ, તામ્પિકો અને આકાપુલકો. મુ૦ પર્વત—રાકી. મુ૦ નદી–રિઓ ગ્રાન્દદલનાર્ત્ત એ મેક્સિકો અખાતમાં જાય છે. મુ૦ અખાતો–મેક્સિકો અને કાલિફાર્નિયા. મુ૦ દ્વીપકલ્પો—યુકાતાન, અને નીચલો કાલિફાર્નિયા. મુ૦ વેપારની જનસો—રૂપું, ત્રાંબું, કીરમજ, અને ચામડાં

## મધ્ય અમેરિકા.

મેક્સિકોની દક્ષિણે મધ્ય અમેરિકા છે. એમાં પાંચ પ્રજાસત્તાક રાજ્યો અને એકઈંગ્રેજી સંસ્થાન છે. એ રાજ્યોનાં નામ ણીચે પ્રમાણે છે.

| સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ગ્વાતેમાલા. | નવું ગ્વાતેમાળા. |
| ઈંગ્રેજનું હાંડુરાસ. | બેલાજ. |
| હાંડુરાસ. | કોમાયાગુવા. |
| શાનસાલ્વાદોર. | સાનસાલ્વાદોર. |
| નિકારાગુવા. | માનાગુવા. |
| કોસ્તારિકા. | સાંજોસે. |

મધ્ય અમેરિકામાં મુખ્ય સરોવર નિકારાગુવા છે. મુ૦ અખાત—હાંડુરાસ છે.

## દક્ષિણ અમેરીકા

| દેશો | રાજધાની | દેશો | રાજધાની |
|---|---|---|---|
| કોલંબિયા | બોગોતા | બોલિવિયા | ઓરૂરો |
| વેનેજ્વુઈલા | કારાકાસ | ચિલી | સાંતિયાગો દે ચીલી |
| એકવાદોર | કીતો | લાપ્લાતા | બુએનોસએર્સ |
| ગિયાના | જ્યાર્જ ટાઉન | પારાગુવાઇ | આસેન્સન |
| બ્રાઝીલ | રીયોદેજેનેરો | ઉરૂગુવાઈ | માન્તેવિદિઓ |
| પીરૂ | લીમા | પાતાગોન્યા | |

મુ૦ નદીઓ—માગદાલના, ઓરીનોકો, એસકીબો, એમેઝોન, પારાના, ઈત્યાદિ મુ૦ પર્વતો—કોતોપાહી, ચિંબોરોથો અને આંદેજ. મુ૦ આખાત–દારીયન અને પનામા. મુ૦ ભૂશીર—સેંટરાડ. મુ૦ સરોવર–મારા કાઇબો અને તિતકાકા. વેપારની મુ૦ જનસો–રૂ, ખાંડ, ઈત્યાદી.